ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં,
પારીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.
સલાપોસ રોડ–અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

પ્રકાશક
શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ ઑફિસ તરફથી
ડૉ. ચીમનલાલ ને. શ્રોફ
ચીફ સેક્રેટરી
૨૦, પાયધુની, મુંબઈ.

ઉક્ત પ્રથમ ભાગ છપાવવા દરમ્યાન અને છપાયા પછી અત્યાર સુધી આ સંગ્રહને બને તેટલો સંપૂર્ણ કરવા માટે જુદા જુદા સ્થળોએ રહેલા ભંડારો જોવા તપાસવાની સતત મહેનત મારા તરફથી ચાલુ રહી છે. તે ભડારોનો અત્ર ઉલ્લેખ કરવામા આવે છે. સં ૧૯૮૨ની વિજયા દશમીએ ખભાત જવા મુંબઈથી નીકળી ત્યા દશેક દહાડા સ્થિતિ કરી ત્યાના 'વિજયનેમિ સૂરીશ્વર જ્ઞાનમદિર'માનો ભડાર અને ત્યાની જૈનશાળામાનો મુનિ શ્રી લાવણ્યવિજયનો ભડાર–એ બેમાના ભાષાના કાવ્યગ્રથો–રાસ ચોપાઇ આદિ હસ્તલિખિત ગ્રથો જોવાની તક મળી હતી અને કેટલુક નવીન સાહિત્ય મળી આવ્યુ હતુ આ માટે શેઠ મૂળચદ પાનાચંદ, શેઠ કસ્તૂરચંદ અમરચદ શેઠ નાનજી અમરચદ વગેરેનો ઉપકાર માનુ છુ આ ઉપરાત ત્યા રા હીરાલાલે રા કેશવલાલ ભોગીલાલ દ્વારા શ્રી શાતિનાથનામદિરમા રહેલ તાડપત્રોના ભડારનુ દર્શન કરવાનો સુપ્રસંગ પ્રાપ્ત કરાવ્યો હતો તે માટે તેમનો ઉપકૃત છુ.

સં. ૧૯૮૩ની મેની છૂટીમા પાટણ શા ભોગીલાલ હાલાભાઈને ત્યાં રહી ત્યાના ફોફલીયા વાડાના, સંઘના તથા સાગર ઉપાશ્રયના ભડારો ત્યા પદરેક દિન નિવાસ કરી જોયા તપાસ્યા. તે માટે શેઠ ભોગીલાલનો પરમ ઉપકાર સ્વીકારૂ છું. ત્યાથી અનેક સામગ્રી ઉક્ત ગ્રંથમા આવેલ કૃતિઓની ત્રૂટિઓ પૂર્ણ કરવામા મળી આ સંગ્રહ-ગ્રંથમા મૂકાયેલ કૃતિઓમા મુખ્યપણે પ્રવર્ત્તક શ્રીમન્ કાંતિવિજય જિનવિજય આદિની સહાયથી પાટણના ભડારોમાની કૃતિઓની અંતિમ પ્રશસ્તિઓ લગભગ આવી ગઈ હતી, ને તેના આદિના મંગલાચરણો વગેરે નહોતા લખાયા તે અત્ર લખી લેવામા આવ્યા અને એ રીતે તે સંગ્રહ તેટલો સંપૂર્ણ બની શકયો. નવિન બહુ જૂજ હતું. વિશેષમા ગૂજરાતનું એક વખતનુ છસો સાતસો વર્ષ સુધીનું પાટનગર, જૈન મુસદ્દી અને મંત્રીઓનું કાર્યક્ષેત્ર અને એક મુખ્ય જૈન શહેર એવા આ પાટણ જોવાનું સદ્ભાગ્ય પહેલ પ્રથમ પ્રાપ્ત થયુ.

પરિશિષ્ટ ૧ જૈનેતર-કવિઓ ૧૫મી સદીથી પૃ. ૨૧૦૫ થી ૨૨૦૩ માં; પરિશિષ્ટ ૨ જૈન ગચ્છોની ગુરૂપટ્ટાવલીઓ, પૃ ૨૨૦૪ થી ૨૨૨૨ (૪) લોંકાગચ્છ-સ્થાનકવાસી સંપ્રદાયની પટ્ટાવલી પૃ. ૨૨૨૨ થી ૨૨૨૪ (૫) કડવાગચ્છની પટ્ટાવલી, પૃ. ૨૨૨૪ થી ૨૨૩૩ (૬) આગમિક ગચ્છની પટ્ટાવલી, પૃ. ૨૨૩૩ થી ૨૨૪૪ (૭) પૂર્ણિમા ગચ્છની પટ્ટાવલી, પૃ. ૨૨૪૪ થી ૨૨૫૪ (૮) પલ્લીવાલ ગચ્છની પટ્ટાવલી, પૃ. ૨૨૫૪ થી ૨૨૭૬ (૯) ઉપકેશ ગચ્છની એક પટ્ટાવલી તથા ૨૨૭૭ થી ૨૨૮૬ (૧૦) ઉપકેશ ગચ્છની બીજી પટ્ટાવલી, પૃ. ૨૨૮૭ થી ૨૨૯૭ (૧૧) તપાગચ્છની અન્ય પટ્ટાવલી-એમ પટ્ટાવલીઓ પૂરી થાય છે. પૃ ૨૨૯૮ થી ૨૩૩૪ માં 'જૈન સાહિત્યનો ઇતિહાસ' એ ગ્રંથપરના આવેલા ૨૩ અભિપ્રાયો છે. પૃ ૨૩૩૪ થી ૨૩૪૦ માં જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ ઉપરના અભિપ્રાયો છે. ૐ શાન્તિ :

તા. ૫-૭-૪૪.

મોહનલાલ દલીચંદ દેશાઈ.

卐

-જુઓ જૈનયુગનો પોષ ૧૯૮૪ નો અંક-તેમા 'અમારી જ્ઞાનયાત્રા તથા તીર્થયાત્રા' એ નામની મારી તત્રી તરીકેની નોધ પૃ. ૧૩૨-૧૩૪ તથા 'અમારો પ્રવાસ' એ નામનો પડિત સુખલાલજીનો લેખ પૃ ૧૩૯ થી ૧૪૫) આ વર્ષની મેની છૂટીમા ખેડા જઈ શ્રીયુત રતિલાલ મોહનલાલ દલાલને ત્યા ઉતરી ત્યાના અગ્રેસર શેઠ બાલુભાઈ મોહનલાલના દ્વારા મોટા મદિરમા આવેલો પુસ્તક ભડાર (ન ૧), મુનિ ભાગ્યરત્ન પાસેનો ગ્રથભડાર (ન. ૨), રસુલપરામા ભાવસાર શ્રાવકોથી વહીવટ કરાતા દેરાસરમાનો ગ્રંથભડાર (નં-૩) અને ત્યાની સુમતિરત્ન જૈન લાયબ્રેરીમાના ત્રણ દાબડા તેના મંત્રી અને 'ખેડા વર્તમાન'ના તત્રી રા **સોમચદ પાનાચદ શેઠ**ની કૃપાથી તપાસ્યા. આ કાર્યમા મુનિ ભાગ્યરત્નની સહાય ખાસ નોધવા જેવી છે. તેમનો હૃદયપૂર્વક આભાર માનું છુ (વિશેષ માટે જુઓ જૈનયુગના સં. ૧૯૮૪ ના જ્યેષ્ઠના તથા આષાઢ-શ્રાવણના અકમા 'અમારો ખેડાનો જ્ઞાનપ્રવાસ' પૃ. ૩૫૪-૩૫૬, ૪૦૧ अ-૪૦૯). નડીઆદમા અકટોબર ૨૬-૨૮ તારીખે ભરાયેલી નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્મા ભાગ લઈ પછી **રાજકોટ**મા રા. ગોકુળદાસ નાનજી ગાધી પાસેના હસ્તલેખિત પુસ્તકો પૈકી થોડાની ઉપયોગી પ્રશસ્તિઓ ઉતારી. (જૈનયુગ કાર્તિક-માગશર સં. ૧૯૮૫ નો અંક 'અમારો પ્રવાસ' પૃ. ૧૬૩-૧૬૫).

સં ૧૯૮૫ મા કલકત્તાના આગેવાન બાબુશ્રી પૂરણચદ નાહર M. A. B. L. ની કૃપાથી પોતે મહામહેનત અને પુષ્કળ દ્રવ્યના વ્યયથી ત્યા સ્થાપેલ ગુલાબકુમારી લાયબ્રેરી (વિશેષ માટે જુઓ જૈનયુગનો સં. ૧૯૮૫ ના ભાદ્રપદથી ૧૯૮૬ ના કાર્તિક સુધીનો અક પૃ ૧૧૫-૧૧૬) માથી વેબરનું કૅટલૉગ, પોતે કરેલ પ્રશસ્તિ-સંગ્રહ અને કેટલીક પ્રતો પ્રાપ્ત થઈ, તેમાથી ઉપયોગી નોધ કરી લીધી. અકટોબરની છુટીમા વઢવાણ કેપવાળા રા. **રતિલાલ લખમીચંદ શાહ** સાથે **ઝીંઝુવાડા** જઈ ત્યા શ્રી ઉમેદ-ખાતિ જૈન જ્ઞાનમદિર-

આદિ—

श्री वर्द्धमानं जिनं नत्वा, वर्द्धमानगुणास्पदं
स्वोपज्ञ संयमश्रेणी स्तवस्यार्थो वितन्यते. ૧

ઢાલ ૧ લી.

પ્રથમ ગોવાલતણે ભવેજી એ દેશી.

કેવલનાન દિવાકરૂજી, સિદ્ધ બુદ્ધ સુખદાય,
આતમસંપદ ભોગવેજી, વર્દ્ધમાન જિનરાય,
ગુણોદધિ શાસનનાયક વીર, મેરૂ મહિધર ધીર. ગુણો. ૧

---

૧૭૯૬ વૈ શુ ૬ ને દિને દીક્ષા લીધી અને નામ ઉત્તમવિજય રાખ્યું ગુરૂશિષ્યે પ્રેમાપુરમાં ચોમાસું કર્યું ત્યાંથી સુરત આવ્યા. પછી ભટ્ટારક વિજયદયાસૂરિની આજ્ઞા લઈ પાદરા આવી ત્યાં ભગવતીસૂત્ર વાંચ્યું; અને શિષ્યને ગુરૂજીએ નંદીસૂત્ર શીખવ્યું. પછી જિનવિજયગુરૂ સં. ૧૭૯૯ શ્રાવણ શુ. ૧૦ દિને દિવંગત થયા પછી ખંભાત, પાટણ, અને ભાવનગર આવ્યા ત્યાં પોતાના પ્રથમ ગુરૂ અને ધર્મબોધક શ્રી દેવચંદ્રજીને બોલાવ્યા અને તેમની પાસે ભગવતી, પન્નવણા, અનુયોગદ્વાર આદિ સૂત્રો વાંચ્યાં અને પછી તે સર્વ આગમ વાંચવાની દેવચંદ્રજીએ આજ્ઞા આપી. તેટલામાં કચરા કીકા સુરતથી સિદ્ધાચલની યાત્રા માટે સંઘ લઈ ત્યાં આવ્યા, તેની સાથે પાલીતાણે ઉત્તમવિજયજી ગયા (સં. ૧૮૦૮). ત્યાંથી રાજનગર આવી બે ચોમાસાં કરી ભગવતી સૂત્ર સંઘ પાસે વાંચ્યું. ત્યાંથી સુરત ચોમાસું કર્યું પછી નવસારી, ખંભાત, અમદાવાદ, ભાવનગર, સિદ્ધાચલ, ગિરનાર વિહાર કરી નવાનગર ચોમાસું કર્યું. ત્યાંથી રાધનપુર, શંખેશ્વર, ગિરનાર-સિદ્ધક્ષેત્ર અને પુનઃ ભાવનગર આવ્યા. પછી ખંભાત, રાજનગર, ઇશિપુરેશ. સુરત, ચાંપાનેર, લીંબડી, ને પછી પાલીતાણે જઈ પ્રતિષ્ઠા કીધી. પછી પાટણ. રાધનપુર. ને ત્યાંથી તારાચંદ કચરાના સંઘ સાથે તારંગા, આબુ, શંખેશ્વરની યાત્રા કરી રાધનપુર આવ્યા. ત્યાંથી પાદરા, વડોદરા, ડભોઇ, પાટણ, પછી સુરત આવ્યા. ત્યાં ગુરૂભાઇ ખુશાલવિજય પંન્યાસ સાથે રહ્યા ને ચોમાસું કર્યું. નેત્રપીડા થઈ, ત્યાંથી રાજનગર આવ્યા ત્યાં સં. ૧૮૨૭ મહા શુદિ ૮ ને દિને ૬૭ વર્ષની વયે દેહ પડ્યો. ને હરિપુરામાં ગુરૂનો સ્તૂપ કર્યો.

પછી મૂકવામા આવશે. પ્રથમ ભાગ પ્રમાણેજ આ ભાગની યોજના ગખવામા આવી છે. **'સાંકેતિક અક્ષરોની સમજ'** આ ભાગમા પ્રથમ ભાગ અનુસાર બીજાના ઉમેગ સહિત જૂદી મૂકી છે.

અઢારમી સદીના કવિઓની કૃતિઓ સુધીમા આ બીજો ભાગ પૂરો થાય છે તેમા આપેલા ક્રમ પ્રમાણે **કવિઓની અનુક્રમણિકા** પ્રથમ આપી છે અને અંતે **વિક્રમ ૧૮મા શતકની ગદ્યકૃતિઓની** નોંધ કરી **ચાર અનુક્રમણિકાઓ** આપવામા આવી છે. (૧) કવિઓની (૨) મોટી કૃતિઓની (૩) નાની કૃતિઓની–એ ત્રણ અક્ષરાનુક્રમે, તથા (૪) સંવત્વાર અનુક્રમણિકા જોડવામા આવી છે કે જેથી કોઈપણ હકીકત મેળવતા સરળતા થાય.

ત્યાર પછી પાચ પરિશિષ્ટો આપવામા આવેલ છે ૧ લામા **જૈન કથાનામકોષ** છે કે જેમા દશેક કથાગ્રથોમા સાપડતી જૈન કથાઓ તેના લબ્ધસ્થળ સહિત આપેલ છે. આજ પ્રમાણે હવે પછીના ભાગમા બીજા કથાગ્રથોના ઉલ્લેખવાળી કથાઓના નામનો કોષ અપાશે. ૨ જામા **જૈન ગચ્છોની ગુરૂપટ્ટાવલીઓ** કે જેમા ખરતર, તથા તપા ગચ્છોના ગચ્છનાયકોની પરપરા ક્રમાનુક્રમે તે તે દરેકની શાખા સાથે આપવામા આવી છે. ૩ જામા **વિધિપક્ષ ગચ્છ–અચલ ગચ્છની પટ્ટાવલી** છે, ૪ થામા **રાજાવલી** મૂકી છે કે જેમા ગુજરાતના બહાદુરશાહ સુધીના રાજાઓનો ક્રમ સવત્વાર સ. ૧૫૮૭ સુધીનો આપ્યો છે. આ ચારે આપણુને કોઇપણ કવિ યા તેની કૃતિમા સંવતનો નિર્દેશ ન હોય પણ અમુક ગચ્છ–નાયકના કે રાજાના રાજ્યમા રચ્યાનો નિર્દેશ હોય તો તે પરથી તેના કાલનો નિર્ણય કરવામા સહાયભૂત થાય છે. ૫ મામા અગાઉ કહ્યા પ્રમાણે **પ્રથમ ભાગ સબધી અભિપ્રાયો** છે.

આ ભાગમા ( પ્રસ્તાવના તરીકે ) 'જૈનો અને તેમનુ સાહિત્ય' એ સબધી મારો લખેલો એક વિસ્તૃત નિબધ પ્રથમ ભાગના નિવેદનમા જણાવ્યા પ્રમાણે આપવાનો વિચાર હતો પરતુ તેને સપ્રમાણ

રાણાજીએ **તપા**બિરૂદ દીધો તિહાંથી **તપા** કહેવાણા ૬. અનુક્રમે ઓંસઠમેં પાટે આદેય નામધારીશ્રી **વિજયદેવસૂરિ**, તત્પટ પ્રભાવક સવાઇ **વિજયસિંહસૂરિ**, તેની સાચી ગ્રહણા આસેવના શિષ્યાધારી અર્થાત્ પંડિત **સત્યવિજય**ગણિ ગચ્છનાયકની આજ્ઞા માગી ક્રિયા ઉદ્ધાર કીધો. શ્રી **આનંદઘન** સાથે વનવાસ રહ્યા. અનેક તપ કીધા, અનુક્રમે વૃદ્ધાવસ્થા જાણીને અણહિલપુર પાટણમાં રહેતાં ધર્મોપદેશ દેતા. તેમના શિષ્ય પંડિત **કપૂરવિજય** અને પંડિત કુશલવિજય થયા, તેમાં શ્રી **કપૂરવિજય** ગણિ તો અરિહંત પ્રતિમા પ્રતિષ્ઠાદિક અનેક ધર્મ-કાર્યકારી પ્રભાવક થયા. દેશ, નગર, પુર, પાટણે વિહાર કરતાં રહ્યા. તેમના શિષ્ય પંડિત વૃદ્ધવિજય ગણિ તથા પંડિત **ક્ષમાવિજય** ગણિ થયા તેમાં પંડિત **ક્ષમાવિજય** ગણિ તો દેશના આપવાના ગુણે કરી અનેક ભવ્ય જીવોને ઉપકારી પવિત્ર ચરણ-કમલધારી થયા.

**સૂરત**માહે સૂરજમંડણ શ્રી **જિનવિજય** પસાયો,

**વિજયદયાસુરિરાજે** જગપતિ, **ઉત્તમવિજય** મહાયોરે. ભલે. ૧૧

અર્થઃ—શ્રી **સૂરત**બંદરે સૂર્યમંડણ પાર્શ્વનાથની સ્મૃતિ પ્રણતિ મહિમાએ તથા પંડિતશ્રી ક્ષમાવિજયગણિ શિષ્યરત્ન સંપ્રતિ વિદ્યમાન, ચિરંજીવી પરમોપકારી પંડિતશ્રી જિનવિજયગણિએ ઉદ્યમ કરી મને પ્રથમ અભ્યાસ કરાવ્યો તે જેમ માતાપિતા પુત્રને પ્રથમ પગ માંડવા તથા બોલવા શિખવે તેમ ગુર્વાદિકે મને ઉપકારી કીધો. એ શ્રી તપાગચ્છાધિરાજ ભટ્ટારક શ્રી વિજયદયાસૂરિશ્વરના રાજમાં જગતપતિ જગતપરમેશ્વર શ્રી **વીર**સ્વામીને મુનિ ઉત્તમવિજયે મહ્યાયેં ગાયો સ્તવનાગોચર કીધો. એ સ્તવન અમચ્છરી ગીતાર્થ પુરૂષો તમે શોધજો ભણાવજો. ભણતાં ભણાવતા સંયમશ્રેણિએ ભૂષિત થઇ સહેજાનંદ પામજો. ૧૧.

ઇતિ અનુયોગાચાર્ય પંડિત શ્રી ઉત્તમવિજયગણિ વિરચિત સ્વોપજ્ઞ વિવરણ સહિત સંયમશ્રેણિ ગર્ભિતશ્રી મહાવીર સ્તવન સમાપ્ત

એટલે ગૂજરાત-મહાગૂજરાત અવશ્ય કરશે એવી ખાત્રી ભરી આશા છે. આ પ્રકટ કરવામા આપણી મહાસંસ્થા નામે શ્રીમતી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સને જૈન શ્વે૦ સમાજ અચૂક ધન્યવાદ આપશે અને તેનું ઋણી ગૂજરાતી સાહિત્ય પોતાના અસ્તિત્વ સુધી રહેશે.

પ્રથમ ભાગ અને આ બીજો ભાગ-બન્ને થઇને વિક્રમ તેરમીથી અઢારમી સદીના ગૂજરાતી ભાષાના જૈન કવિઓની જે નોંધ કરે છે તે પરથી અત્યાર સુધી ગૂજરાતી સાહિત્યના પદ્યસાહિત્ય સંબધી જે જે સિદ્ધાંતો (theories) યા અનુમાનો બધાયા હતા તેમાના ઘણા સ્વત: ઉડી જાય છે-ને કેટલાકમા પરિવર્ત્તન કે વૃદ્ધિ કરવામા પ્રામાણિકતા સિદ્ધ થાય છે આ સર્વથી ક્રાંતિકારક સ્થિતિ ઉપસ્થિત થવાથી આશ્ચર્યચકિત થવાનુ નથી. જેમ જેમ શોધખોળ થતી જાય, ને તેને પરિણામે જૂનુ ઉપલબ્ધ થતુ જાય તેમ તેમ પૂર્વકાલે વિદ્યમાન ઉપલબ્ધ સામગ્રી અને સાહિત્ય પરથી ઘડેલા અનુમાનોમા શુદ્ધિ કે હાનિવૃદ્ધિ કરવીજ પડે એ કુદરતી છે. તેમ કરવામા સાંપ્રદાયિક મોહ કે પ્રાંતિક યા કોમી અભિનિવેશ અંતરાયભૂત થવો ન ઘટે. સાહિત્યની માલેકી સાર્વજનિક છે અને તેને તો ગમે તે સ્થળેથી પ્રાપ્ત થતા વધાવવુજ જોઇએ.

આ વક્તવ્યને સમર્થન કરતુ રા હીરાલાલ ત્રિ૦ પારેખનુ નીચેનું કથન સમસ્ત ગૂજરાતના સાહિત્યપ્રેમીઓ લક્ષમા રાખશે —

"જૈન સાહિત્ય અને બ્રાહ્મણ સાહિત્ય, એ સંજોગવશાત્ પડેલા કૃત્રિમ ભેદો છે ભાષા અને સાહિત્યની દૃષ્ટિએ, એ બન્ને સાહિત્યોનો પદ્ધતિસર અને ઐતિહાસિક રીતે અભ્યાસ થવાની જરૂર છે, તે પરથી બંને સાહિત્યની વિવિધતા અને સમૃદ્ધિનો પરસ્પર સંબંધ, એક બીજા ઉપર થયેલી અસર, દરેકની વિશિષ્ટતા અને પ્રજાના ઉત્કર્ષમા દરેકે શો હિસ્સો આપેલો છે, તે બધાની સરખામણી અને તુલના કરવાનું અને તપાસવાનું, બની આવશે. તેથી એ કૃત્રિમ ભેદને હવે વિશેષ અવકાશ કે ઉત્તેજન ન આપતા, સઘળું

નમણ, વિલેપન, કુસુમની, ધૂપ, દીપ, મનોહાર,
અખંડઅક્ષત, નૈવેદ્યની, અષ્ટમી ફલ સુવિચાર. ૩
ભાવસ્તવનને કારણે, દ્રવ્યસ્તવ અધિકાર,
કારણથી કારજ સધે, તિણે ધૂર પૂજા ઉદાર. ૪
પીઠ મનોહર થાપિને, અરિહંત પ્રતિમા સાર,
તાલ મૃદંગ વાજિત્રયુત, કરિયે હર્ષ અપાર. ૫
તીર્થોદક કુંભો ભરી, રત્ન પ્રમુખ શ્રીકાર,
અષ્ટ સહસ્સ અડજાતિના, અથવા કલશ ચ્યાર. ૬

અંતે— કળશ રાગ ધન્યાશ્રી.

ભાવો ભાવોરે ભવિ અષ્ટપ્રકાર ચિત્ત ભાવો.

× × × ×

સત્ય વચન ભાષક **સત્યવિજયો**, સંવેગી તસ દાવો,
કર્પૂરસમી ઉજ્જવલ જસ કીર્ત્તિ, **કર્પૂરવિજય** બુધ ધ્યાવોરે.
ભાવિ. ૪

**તત્ત્વશશિ અડચંદ સંવત્સર, (૧૮૧૩) ક્ષમાવિજય**
**જિન ગાવો,**
ઉત્તમ પદકજપૂજ કરતાં, **ઉત્તમ** પદવી પાવોરે. ભાવિ. ૫

—(૧) પ્ર૦ વિવિધ પૂજાસંગ્રહ પૃ. ૪૫૦ થી ૪૬૦. (૨) ૮ થી ૧૦ પં. ૧૩ નવપદ પૂજા સાથે લખેલી પ્રત મારી પાસે છે. (૩) ૫-૧૧ દા. ૮૩ નં. ૧૭ હા.

**(૯૪૭) ચોવીસી.**

—લ. સં. ૧૮૪૦ પત્ર ૧૩૯ થી ૧૫૨ નં. ૨૭૮૨ લીં.

---

**૪૬૭ ક ધર્મદાસ?** (લોંકાગચ્છ સુલચંદજી શિ.)

**(૯૪૮ ક) અઢાર પાપસ્થાનકની સઝાય.** ૧૮ ઢાલ સં. ૧૮૦૦ ભા. વ. ૧૦ બુધે અમદાવાદમાં.

# સાંકેતિક અક્ષરોની સમજ.

| | |
|---|---|
| + | આ ચિન્હ મુદ્રિત-છપાયેલ કૃતિ સૂચવે છે. |
| ? | આ પ્રશ્નચિન્હ શંકા-સંદેહ સૂચવે છે. |
| ૧ ૨, ૩ | એ પહેલો બીજો ત્રીજો ભાગ યા નંબર સૂચવે છે. |
| અનંત. | અનંતનાથજીનું જૈન મંદિર, માંડવી મુંબઈમાંનો ભંડાર |
| અમ૦ | અમદાવાદ |
| અમર. | અમરવિજય મુનિ-સીનોર કે ડભોઇમાંનો ભંડાર. |
| અં. | અંચલ ગચ્છીય |
| આ. | (૧) આગમિક ગચ્છીય (૨) આશરે, આસપાસ. |
| આ. | આંચલિક ગચ્છીય. |
| આ ક | શેઠ આણંદજી કલ્યાણજીની પાલીતાણામાંની પેઢીમાં જે સ્વ૦ અંબાલાલ ચુનીલાલનો જ્ઞાનભંડાર સોંપાયેલો તે ભંડાર. |
| ઉ. | (૧) ઉપાધ્યાય (૨) ઉપાશ્રય. |
| ઉદય. | ઉદયપુર |
| ઋ૦ | ઋષિ |
| એપિ. ઇંડિ | એપિગ્રાફિકા ઇંડિકા. |
| ઐ. | ઐતિહાસિક. |
| ઐ. રા. સં. | ઐતિહાસિક રાસ સંગ્રહ (પ્ર૦ યશોવિજય ગ્રંથમાલા ભાવનગર.) |
| કચ્છી દ. ઓ. | કચ્છી દશા ઓસવાલ પાઠશાલા, માંડવી મુંબઈ. |
| ક. વિ. | કલ્યાણવિજય મુનિ. |
| ખ. | ખરતર ગચ્છ. |
| ખં. | ખંભાતના ભંડાર. |
| ગ૦ | (૧) ગચ્છ (૨) ગણી. |

૧૪૬૭ખ નિહાલચંદ [પાર્શ્વચંદગચ્છ હર્ષચંદ્ર શિ.]

(૯૪૮ ખ) બ્રહ્મબાવની (હિંદી) સં. ૧૮૦૧ કા. શુ. ૨. મક્ષુદાબાદમાં.

આદિ—

આદિ ઓંકાર આપ પરમેસર પરમજ્યોતિ
અગમ અગોચર અલખરૂપ ગાયો હૈ.
દ્રવ્યતામેં એક પૈં અનેક ભેદ પરજૈમે
જાકો જસ વાસ મત્ત બહ્નંનમે છાયો હૈ.
ત્રિગુન ત્રિકાલ ભેવ તીનેહં લોક તીન દેવ
અષ્ટ સિદ્ધિ નવો નિધિદાયક કહાયો હૈ.
અક્ષરકે રૂપમેં સ્વરૂપ ભુઅલોક હૂંકો
ઐસો ઓંકાર હર્ષચંદ મુનિ ધ્યાયો હૈ.

અંતે—

સંવત અઠારૈસૈ અધીક એક કાતી માસ
પખ ઉજિયારે તિથિ દ્વિતીયા સુહાવની
પુરપૈં પ્રસિદ્ધ મખસુદાબાદ બંગ દેસ
જહાં જૈન ધર્મ્મ દયા પતિતકૌં પાવની
પાસચંદ ગચ્છ સ્વચ્છ વાચક હરખચંદ
કીરતેં પ્રસિદ્ધ જાકી સાધુ મન ભાવની
તાકે ચરણારવિંદ પુન્યતેં નિહાલચંદ
કીન્હી નિજ મતિતેં પુનીત બ્રહ્મબાવની ૫૧
હમપેં દયાલકેં કે સજ્જન વિસાલ ચિત્ત
મેરી એક વીનતી પ્રમાંન કરિ લીજિયો
મેરી મતિહીનતાતેં કીન્હો બાલ ખ્યાલ ઇહ
અપની સુબુદ્ધિતેં સુધાર તુમ દીજિયો
ચૌનકે સ્વભાવતેં પ્રસિદ્ધ કીજ્યો ઠૌર ઠૌર

દે. લા. શેઠ દેવચંદ લાલચંદ પુસ્તકોદ્ધાર ફંડ સુરત.

દે. લા. પુ. લા. „ „ „ લાયબ્રેરી „

ધો. } ધોરાજી સ્વ. માણેકચંદજીએ સંગ્રહેલ સર્વજ્ઞ મહાવીર
ધો. સ. ભં. } જૈન પુસ્તક ભંડાર.

નં. નંબર

ના. (૧) નાનચંદજી યતિનો શાંતિનાથ મંદિર, પાયધુની મુંબઇમાંનો ભંડાર (૨) નાહર પૂરણચંદજીના જૈન લેખ સંગ્રહ.

પા. ૧, પા. ૨ પા. ૩ પાટણના ભંડારો એક બે ને ત્રણ એમ જૂદા પાડવા માટે જણાવેલ છે, પણ તે દરેક કયો છે તે બરાબર જાણી શકાયું નથી

પં. (૧) પંક્તિ (૨) પંન્યાસ-પંડિત.

પૂ. અ. જુઓ રા પૂ અ

પૌ. પૌર્ણમિક-પૂનમિયા ગચ્છના

પ્ર (૧) પ્રકાશિત, પ્રકાશક-પ્રકટકર્ત્તા (૨) પ્રતિમા

પિં. } પિંપલ ગચ્છીય
પી. }

પ્રા. તી. સં. પ્રાચીન તીર્થમાલા સંગ્રહ (પ્ર૦ યશોવિજય ગ્રંથમાલા, ભાવનગર)

પ્ર. કાં. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી પાસેનો ભંડાર નરસિંહજીની પોળમાં, વડોદરા

„ છાણી છાણીમાં તેમનો ભંડાર.

પ્રે. ર. શેઠ પ્રેમચંદ રતનજી ભાવનગર પાસેનો સંગ્રહ.

બા. બાળાવબોધ-ટબો. (ગૂજરાતી ભાષામાં અનુવાદ)

બાલ. યતિ બાલચંદ, ખામગાવ

બી. ડી. ભાઉદાજી

બુ. બુદ્ધિસાગર સૂરિ પ્રયોજિત જૈન ધાતુપ્રતિમા લેખ સંગ્રહ.

ભ ભરૂચમાંનો ભંડાર

ભા. (૧) ભાગ (૨) ભાદ્રપદ માસ

ભં. ભંડાર.

લિંગાધાર સારપક્ષ શ્વેતાંબર કહ્યો દક્ષ
ધાર વિવહાર સ્યાદવાદ શુદ્ધ બ્રહ્મકી
તાહીમેં પ્રગટ ભયો પાસચંદસૂરિ જ્યો
થાપ્યો પાસચંદ ગચ્છ આસે જિનધર્મકી
તિનકુમે રૂચિવંત સાધક અનુપચંદ
સાધ સુસંવેગધારી શક્તિ સુખ સર્મકી
જિનકી મહંત કીર્તિ તાહીકો નિકટવૃત્તિ
સીષ્ય બ્રહ્મરૂપ બુઝી રીત બ્રહ્મ કર્મકી. ૫૩

ક્ષય પાવે ગ્યાંન જગ્ગ દેખે શુદ્ધ મોક્ષ મગ્ગ
ભગવાંન જિન જંન પછ ચોરરે
ચોરનકો સંગ છોર ફેર નિજ જોગ જોર
પરપછ ડારિ ગહે મોર પછકાર રે
અન્ય ન સરૂપ ધાર પૂરબકો દેશ સાર
જિહાં વહે સદા સુર સરિતાકો જોર રે
ચિદાનંદ તાહી રૂપ જાહિમેં અનંત સુપ
બ્રહ્મરૂપ સ્વાદ પાયો કાહે કર સોર રે. ૫૪

—ઇતિશ્રી લઘુ બ્રહ્મબાવની બ્રહ્મ રૂપ સંવેગીકૃત સંપૂર્ણમ્ ।
એકપ્રત પત્ર ૧૦ થી ૧૯ પં. ૧૧ મુનિ જશ૦

(નિહાલચંદે સં. ૧૮૦૧ માં બ્રહ્મબાવની રચી છે અને તેથી આને કર્ત્તાએ લઘુ બ્રહ્મબાવની કહી છે.)

**(૯૪૮ ઘ) કેવલસત્તાવની** સં. ૧૮૦૧ માઘ શુદ ૫.

**આદિ—** સવૈયા તેઇસા.

ૐકાર પૂરણ બ્રહ્મ પદારથ સકલ પદાર્થ કે સિર સ્વાંમી
વ્યાપકવિશ્વ પ્રકાશ સુતંતર જ્યોતિ સર્વ ઘટ અંતરજામી
સિદ્ધ એહી સુર ગોવિંદ હે અરૂ શિષ્ય એહી પર છાંહી અકામી
આપુ અકર્ત્તા પુન્યતા ભોગતા તાહિ વિલોકનમેં કેવલ નાંમિ. ૧

| | |
|---|---|
| વ. સેં. | વડોદરા સેંટ્રલ લાયબ્રેરી જુઓ સેં. લા. |
| વડો. | વડોદરા. |
| વા. | વાચક = ઉપાધ્યાય. |
| વિ. | વિક્રમ. |
| વિ. ધ. | (સ્વ.) વિજયધર્મસૂરિનો ભંડાર કે જે હાલ વિજયધર્મ-લક્ષ્મી લાયબ્રેરી, બેલનગંજ આગ્રામા રાખવામા આવ્યો છે. |
| વિ ને. | વિજયનેમિ સૂરીશ્વર જ્ઞાનમંદિર–ખંભાત. |
| વિદ્યા. | વિદ્યાવિજય મુનિ તે સ્વ. વિજયધર્મ સૂરીના શિ. |
| વી. પા. | વીરબાઈ પાઠશાળા પાલીતાણા. |
| વૉ. | વૉલ્યુમ–પુસ્તક. |
| શિ. | શિષ્ય. |
| શુ. | શુદિ, શુક્લપક્ષે. |
| શ્લો. | શ્લોક. |
| સ. | સઝાય. |
| સ. મા. ભી. | સઝાયમાળા ભીમશી માણેકની પ્રકટ કરેલ |
| સં. | (૧) સંવત્ (૨) સંસ્કૃત ભાષા. (૩) સંગ્રહ. |
| સાગર ભં. | સાગરગચ્છનો ઉપાશ્રય મણિયાતી પાડો-પાટણમાંનો ભંડાર |
| સૂ | સૂરિ. |
| સ્ત. | સ્તવન. |
| સ્વ. | સ્વર્ગવાસ, સ્વર્ગસ્થ. |
| સે લા. | સેંટ્રલ લાયબ્રેરી, વડોદરા. જુઓ વ. સે. |
| હા. ભં. | શેઠ હાલાભાઈ મગનલાલ જ્યા રહેતા તે ફોફલીયાવાડા પાટણનો ભંડાર |
| હં. | હંસવિજયજી પંન્યાસનો ભંડાર, નરસિંહજીની પોળમા વડોદરા. |
| ક્ષ. | ક્ષમાકલ્યાણકૃત ખરતર ગચ્છની પટ્ટાવલી |

અરિહંત સિદ્ધ સદા નમું, આચારય ઉવઝાય
સાધુ સકલ નમતાં થકાં, દિન દિન મંગલિક થાય. ૨
**ન્યાયસાગર** પ્રભુ મુજ ગુરૂ, ગુરૂગુણનો ભંડાર
**જય** કહે ચરણકમલ નમી, કરસું તીરથમાલ. ૩

અંતે—

સંવત **અઢારએકમાં** રહિ **રાજનગર** ચોમાસ
**જમાલપુર**ના પાડામાં મુઝ ઉપનો હરખ ઉલ્લાસ. ૫૦
કૃષ્ણપક્ષ આસાઢનો વલિ પાંચમ ને બુધવાર
**તીરથમાલા** પૂરિ કરી, પાંમેવા ભવનો પાર. ૫૧
તપગચ્છમાંહી શિરોમણી શ્રી **ન્યાયસાગર** ગુરૂરાજ
ચરણસેવી **જય** ઇમ ભણે, મુઝ સીધાં વંછિતકાજ
ભવિયણ તીરથયાત્રા તુમે કરો. ૫૨

કલશ.

જય **આદિ** જિનવર **શાંતિ** જિનવર **વીર** જિનવર **પાસજી**
**તીરથમાલા** પૂરી કીધી પોહતી મુઝ મન આસજી. ૫૩
**જમાલપુર**ના પાડા માહિ ચારે ચતુર સુજાંણજી
પ્રહ ઉઠી પ્રભુચરણ નમતાં થાય જય કલ્યાંણજી. ૫૪
તપગચ્છમંડણ દુરીતખંડણ શ્રી **ન્યાયસાગર** પન્યાસજી
ચરણસેવી **જય** કહે મેં કીધો ગુણ અભ્યાસજી. ૫૫

---

૪૬૮ **ઉદયસાગર** (આં. કલ્યાણસાગરસૂરિ–વિદ્યાસાગર શિ.)
(૯૪૯)+ **કલ્યાણસાગરસૂરિનો રાસ** (ઐ.) સં. ૧૮૦૨ શ્રા. શુ. ૬ માંડવીમાં.

આદિ—

દુહા.

પ્રણમી શ્રી જિન પાસને, ધરી મનમાં ગુરૂ ધ્યાન
**સરસતી** માત પસાયથી, કરશું ગુરૂ ગુણગાન. ૧

( બીજી પચ્ચીશી સં. ૧૭૨૬-૫૦ )

૩૪૨ યશોનંદ, ૩૪૩ માનવિજય (૩), ૩૪૪ ધર્મમંદિર(૨૩૪-૨૪૩), ૩૪૫ જિનદેવસૂરિ, ૩૪૬ જિનદત્તસૂરિ, ૩૪૭ લક્ષ્મીવલ્લભ, ૩૪૮ હેમરાજ શ્રાવક, ૩૪૯ જીતવિજય, ૩૫૦ હીરાણંદ (હીરમુનિ), ૩૫૧ વિજયસૂરિ, ૩૫૨ લક્ષ્મીવિજય, ૩૫૩ માનવિજય (૪), ૩૫૪ વીરજી, ૩૫૫ ઉદયવિજય, ૩૫૬ કુશલધીર, ૩૫૬ કનકનિધાન, ૩૫૭ મતિકુશલ, ૩૫૮ ઉદયસમુદ્ર, ૩૫૯ વૃદ્ધિવિજય (૨), ૩૬૦ અમૃતસાગર (૧), ૩૬૧ કર્મસિંહ (૨), ૩૬૧ક જિનરંગસૂરિ, ૩૬૨ વિવેકવિજય (૨), ૩૬૩ તત્ત્વહંસ, ૩૬૪ વિબુધવિજય, ૩૬૫ નિત્યસૌભાગ્ય, ૩૬૫ક માન, ૩૬૫ખ ક્ષમાસાગર, ૩૬૬ આણંદ, ૩૬૭ ખેતો, ૩૬૮ સુખસાગર, ૩૬૮ શાંતિદાસ શ્રાવક, ૩૬૯ જયસાગર, ૩૭૦ વિનિતવિજય, ૩૭૦ક માણિક્યસાગર (?) ૩૭૧ સુરવિજય ૩૭૨ પદ્મનિધાન, ૩૭૩ જિનવિજય (૧), ૩૭૩ક નિત્યવિજય, ૩૭૪ તેજસિંહ, ૩૭૫ ચંદ્રવિજય (૧), ૩૭૬ ચંદ્રવિજય (૨), ૩૭૭ તેજપાલ, ૩૭૭ક જ્ઞાનકીર્ત્તિ, ૩૭૭ખ રામચંદ, ૩૭૮ **જ્ઞાનવિમલસૂરિ** ( ૩૦૮-૩૩૮ ), ૩૭૯ હેમસૌભાગ્ય, ૩૮૦ **ધર્મવર્દ્ધન** ( ધર્મસિંહ ), ૩૮૧ વિનયલાભ, ૩૮૨ દેવવિજય (૨), ૩૮૩ દયાતિલક, ૩૮૪ નયનશેખર, ૩૮૫ રૂચિરવિમલ, ૩૮૫ક કેશવદાસ, ૩૮૫ ખ આણંદરૂચિ, ૩૮૬ અજીતચંદ, ૩૮૬ક ભાનુ (ણુ) વિજય, ૩૮૭ કનકવિલાસ, ૩૮૮ આનંદસૂરિ, ૩૮૯ હરખચંદ સાધુ, ૩૯૦ લક્ષ્મીરત્ન, ૩૯૧ લક્ષ્મીરત્નસૂરિ, ૩૯૨ તિલકચંદ, ૩૯૨ ક પ્રાગજી, ૩૯૨ખ અમરવિજય, ૩૯૨ગ જીવરાજ, ૩૯૩ કીર્ત્તિસાગરસૂરિ શિષ્ય, ૩૯૪ જ્ઞાનસાગર (૨), ૩૯૫ જ્ઞાનસાગર-શિષ્ય, ૩૯૬ કુશલસાગર (કેશવ), ૩૯૭ દીપસૌભાગ્ય, ૩૯૮ અમરચંદ, ૩૯૯ શીલવિજય, ૪૦૦ યશોવર્દ્ધન, ૪૦૧ ઋષભસાગર (૧), ૪૦૧ક વિનિતવિમલ, ૪૦૨ સુમતિવિજય, ૪૦૩ કમલહર્ષ, ૪૦૪ ઉદયરત્ન (૩૮૬-૪૧૫), ૪૦૫ દીપ્તિ(પ)વિજય (૧), ૪૦૫ક વિમલવિજય, ૪૦૬ સૌભાગ્યવિજય (૨), ૪૦૬ક હિમ્મત. પૃ. ૨૩૦-૪૨૦

ગાસે ભણસે એ ગુરૂવરના, જે કોઇ ગુણ સુખદાયા,
લેસે તે સુખસંપદ આંહી, પછી મુક્તિપદ પાયારે. મે'. ૭
ગુરૂગુણ ગાવાના આવેશે, જે કોઇ ઇહ દોષ પાયા,
કવિજન બુધજન ખમશે તે મુજ, કરી મુજ પર સુપસાયારે. મે'. ૮
યાવત ચંદ્રદિવાકર જગમાં, રાસ એહ રસદાયા,
બુધજનમનને મંગલદાયી, થજો સદા ઇમ ધ્યાયારે. મે'. ૯

—સંવત ૧૮૦૩ કાર્ત્તિક સુદ બીજ માંડવી મધ્યે દેવશંકર રાજગરે લિ. પ્ર૦ સાહ ગેલાભાઇ તથા દેવજીભાઈ આણેક સં. ૧૯૮૧.

[ ગૂ૦ ગદ્યમાં (લઘુ)ક્ષેત્રસમાસ પર બાલા૦ તેમણે કર્યો છે તેની સં. ૧૮૫૬માં લખાયેલી પ્રત ૫૮ પત્રની નં. ૬૨૫ ની લીં. ભંડારમાં છે. વળી આ કવિએ સ્નાત્રપંચાશિકા નામનો ગ્રંથ સં. ૧૮૦૪ માં રચ્યો છે ને તેની લખ્યા સં. ૧૮૧૬ની પ્રત પત્ર ૩૧ શ્લો. ૧૭૦૦ ની દાબડો ૪૦ નં. ૫૦ નં. ૧૩૫૮, અને સં. ૧૮૫૧માં લખાયેલી પત્ર ૩૩ ની નં. ૧૧૫૧ ની લીંબડી ભંડારમાં વિદ્યમાન છે. તેમજ પૂજાપંચાશિકા ગ્રંથ રચ્યો છે તેની ૩૩ પત્ર શ્લો. ૧૩૦૦ ની પ્રત તેજ દાબડામાં નં. ૫૯માં છે.

---

## ૪૬૮ ક કલ્યાણસાગર સૂરિશિષ્ય (આ ઉપરના ઉદયસાગર હોવા સંભવિત છે.)

### (૯૪૯ ક) સિદ્ધગિરિ સ્તુતિ.

આદિ— દુહા.

શ્રી આદીશ્વર અજર અમર, અવ્યાબાધ અહનીશ,
પરમાતમ પરમેસરૂ, પ્રણમુ પરમ મુનીશ. ૧
જય જય જગપતિ જ્ઞાન ભાસિત લોકાલોક,
શુદ્ધ સ્વરૂપ સમાધિમય, નમત સુરાસુર થોક. ૨

આદિ—

શ્રી શંખેસ્વર જિનપતિ, વામા માત મલ્હાર
પરતાપૂરણ પરવડો, સીવ રમણી દાતાર. ૧
કલિ કાલે દીપે પ્રબલ, પ્રભુતામેં પ્રતાપ
જાપ જપેં ભવિયણ સદા, ટાલે ભવસંતાપ. ૨
રોહણી નાંમા તપ થકી, નાસેં દૂખ જંજાલ,
નિત નિત સંપત નવિ નવિ. પામે મંગલમાલ. ૩
વીર જિણેસર વિચરતા, રાજગૃહી ઉદ્યાન
આવ્યા તવ ગયો વંદના, શ્રી શ્રેણિક રાજાન. ૪
દેસના સૂણી રાજા કહે, એહ કહો મૂઝ વિચાર,
કિમ રોહણીઇ તપ કર્યો, કહો મૂઝ જગદાધાર. ૫

અંતે—

અઢાર ચોવીસા હો વરસેં પાલણપુર ચોમાસ,
કાતિ વદિ પાંચમ દિને શ્રી નવપલ્લવ પાસ.
તેહ તણા સુપસાયથી રોહણીની સજ્ઝાય,
વાચક શુભનય સીસનો ભક્તિ નમેં નિત પાય.
—૨-૧૪ જૈ. એ. નં. ૧૨૭૧,

---

૪૬૯ મતિરત્ન (ખ૦ પ્રસિદ્ધ દેવચંદ્રજી નં. ૪૭૩ના શિષ્ય)
(૯૫૦)+ સિદ્ધાચલ તીર્થ યાત્રા (ઐ.) સં. ૧૮૦૪
આદિ—

સરસતિ સામિનિ પાય નમી, માગું વચનવિલાસ,
મંધની સેત્રુંજા ગિરિ તણો, ગાવા મન ઉલ્લાસ. ૧
નમું તે દેવિ ચક્કેસરી, કવડ જક્ષ ભલિ ભાંત
આદિસર નમતાં થકાં, મિલે સુગતિ મહંત. ૨
વીર જિણેસરને નમું. ગૌતમ ગણધર સાર,
જીવ ઘણા પ્રતિબોધિને, ઊતાર્યા ભવ પાર. ૩

# જૈન ગૂર્જર કવિઓ.

## બીજો ભાગ.

## વિક્રમ અઢારમી સદી.

### ૨૮૮ આનન્દઘન (લાભાનંદજી)

#### (૫૪૨) ચોવીશી-૨૪ જિનનાં સ્તવન

આનાપર મહોપાધ્યાય યશોવિજયજી, જ્ઞાનવિમલસૂરિ અને જ્ઞાનસાર-મુનિ એ ત્રણેએ બાલાવબોધ-ટબા રચ્યા છે યશોવિજયજીએ ૨૨ સ્તવનપર કર્યો છે તેથી મૂલ તેમના ૨૨ સ્તવન છે એમ સિદ્ધ થાય છે, પાછ-ળથી એ અન્યકૃત ઉમેરાયા છે જ્ઞાનવિમલ અને જ્ઞાનસાર એ બંનેના-માંથી સારભૂત લઈ શ્રાવક ભીમશી માણેકે ટબાસહિત ૨૪ સ્તવન આ-નંદઘન ચોવીસી એ નામથી પ્રકટ કરેલ છે.

—પત્ર ૧૧—૧૪ આ ક

ટબાસહિત—લિ ? ૧૮૭૩ ભાદ્રપદ વદ ૬ રવૌ સૂર્યપૂર વરબંદરે સાગરગચ્છિય પ ્યાયાસૌભાગ્ય ગણીભિ લિ —પત્ર ૨૯ વી. પા, પત્ર ૨૬-૧૫ આ ક કે જેમા ટબાકાર આદિમા કહે છે કે—

ચિદાનંદમય જિનવરૂ, સદા મુદા ધરિપ્રેમ,
પ્રણમી પરમ પ્રમોદસુ, જગનાયક જગખેમ. ૧
જિનગુણ થુતિ કરતા થકા, એ જન જિન હુયાય,
તે ભણી જિનગુણ કીર્ત્તના, કરતા પાપ પુલાય. ૨

શુદ્ધમશુદ્ધં વા મમ દોષો (ન દીયતે) ૦૧ – પત્ર ૧૦ – ૧૦ શ્રી ડીલાભાઇ મોતીચંદ વકીલ સુરત.

(આમાં સૂરતથી કચરાશાએ કાઢેલ સંઘનું વર્ણન છે, તેમાં રૂપચંદ કરીને ગૃહસ્થ પણ સંઘવી તરીકે જોડાયા હતા. ડુમસથી દરિયા માર્ગે વિદાય થઇ ભાવનગર બંદર ઉતર્યો. ત્યાં ભાવસિંહજી (કે જેમણે સં. ૧૭૭૯ ના વૈશાક શુદ ૩ ને દિને ભાવનગર વસાવ્યું હતું અને જેણે ૬૧ વર્ષ સુધી સ્વતંત્રપણે રાજ્ય કરી સં. ૧૮૨૦ માં સ્વર્ગવાસ કર્યો હતો.) રાજ્ય કરતા હતા. તેમણે ચાંચીઆને જેર કરી જકાત ઓછી કરી સમુદ્રને નિર્ભય અને વેપારીઓને આબાદ કર્યા હતા. ભાવનગરથી વરતેજ, કનાડ થઇ સંઘ પાલીતાણે આવ્યો હતો. આ સંઘમાં ભાવનગરથી (તપા ગચ્છના) પં. ઉત્તમવિજયજી સાથે ચાલ્યા હતા. તદુપરાંત કવિના ગુરૂ દેવચંદ્રજી, તપગચ્છીય સુમતિવિજય પણ સાથેજ હતા. આ કૃતિ રચ્યાનો સંવત કે યાત્રા કર્યાનો સંવત્ આમાં કવિએ આપેલ નથી–પણ કોઇ કવિયણ કૃત આ કવિના ગુરૂ પ્રસિદ્ધ અધ્યાત્મી દેવચંદ્રજીના સ્વર્ગવાસ પછી તેમના પર રચેલ તેના ચરિત્રરૂપે 'દેવવિલાસ' નામના રાસમાં જણાવ્યું છે કે 'સંવત દશ અષ્ટાદશે', કચરાસાહાજીઈ સંઘ, શ્રી શત્રુંજય તીર્થનો સાથે પધાર્યા દેવચંદ્ર; સાહ મોતીયા લાલચંદ, જાણીઇ જૈન મારગમેં પ્રવીણ, શ્રાવિકા અવલ તે ભક્તિમાં દાનેશ્વરીમાં નહીં ખીણ; સંઘમેં શ્રી દેવચંદ્રજી, અન્ય વ્યવહારીયા સાથ, શ્રી શત્રુંજય ગિરિ આવીયા, લેવા ધર્મનું પાથ; પ્રતિષ્ટા જિનબિંબની ગુરૂજિઇ કીધી તત્ર, સાડી સહસ્ત્ર દ્રવ્ય ખરચીયો, ગુરૂ વચને તે સત્ર.' આ પરથી તો સં. ૧૮૧૦ માં આ બન્યું હતું પણ ખરો સંવત ૧૮૦૪ જણાય છે અને તે અરસામાં આ કૃતિ રચાઇ હોવી જોઇએ, કારણકે દેવચંદ્રજીએ પોતે સિદ્ધાચલ સ્તવનમાં સં. ૧૮૦૪ માં આ કચરા કીકાના સંઘનો ઉલ્લેખ કરેલ છે.)

---

દીર્ઘ તપસ્વી એ નામ આપેલુ સાર્થક છે તેના ગોગીપુત્ર હતા -અનુભવી આગમજ્ઞાતા તત્ત્વજ્ઞાની હતા. કવિ તરીકે તેમની સ્પષ્ટ, સાથે ગૂઢાશયવાળી વાણી, તેના પદોની સુશ્લિષ્ટતા-પદલાલિત્ય મનને મુગ્ધ કરે તેમ છે કબીર નાનકાદિના પદો કરતા પણ તેમના પદો ચડી જાય તેમ છે પ્રફુલ્લ વિકસિત કમલ જેવુ આત્મજ્ઞાન સ્થળે સ્થળે દેખાય છે ખરા વૈરાગ્યની સુગધ જ્યા ત્યા પ્રસરે છે, વિચારની વિશાલતા હૃદયની ઉદારતા મહા સુધારકને છાજે તેવી છે. જુઓ પદ ' કોઈ રામ કહે રહેમાન કહે કોઈ ' તેમના સબધી અનેક ચમત્કારિક વાતો સાભળવામા આવે છે (આ સર્વ સબધી જાણવા માટે જુઓ રા મોતીચદ ગિરધરલાલ કાપડિયાએ તૈયાર કરેલ આનદઘન પદ્મ રત્નાવળી પ્રથમ વિભાગની પ્રસ્તાવના, સ્વ. શ્રી બુદ્ધિસાગરજી કૃત આનદઘન પદસગ્રહની પ્રસ્તાવના, જૈન કાવ્યદોહનમા સ્વ શ્રી મનસુખલાલ રવજી મહેતાએ લખેલી પ્રસ્તાવના, મારો અગ્રેજીમા શ્રીમદ્ યશોવિજયજી પર નિબધ વગેરે )

આમ છતા પણ વિશ્વસનીય હકીકતો આ યોગી કવિ સબધી જળવાઇ નથી, કારણ કે તેઓ કોઇ આચાર્યની પદવી પામેલા નહોતા તેમજ કોઈ ગ્રથ લખી તેમા પોતાની લાબી પ્રશસ્તિ પોતે આપવાની કાળજી રાખે તેવા તે નહોતા તેની મસ્તીમા નામ-કીર્ત્તિને સ્થાન ન્હોતુ. છતા પણ યશોવિજયજીએ તેમનાપર બનાવેલી આઠ પદની સ્તુતિ-'અષ્ટપદી' પરથી જણાય છે કે યશોવિજયજીએ તેમનો પરિચય લીધો હતો અને 'પારસ સગ લોહા જો ફરસત, કચન હોતહી તાકે કસ, આનદઘનકે સગ સુજસહી મિલે જબ, તબ આનદ સમ ભયો સુજસ' એમ યશોવિજયજી મુક્તકઠે સ્વીકારે છે તેમનો ઉત્તરવયમા મોટા ભાગે મેડતામા વાસ હતો અને ત્યાજ દેહત્યાગ થયો હોય ત્યા એક પડી ગયેલ ખડેરને આનદઘનજીનો ઉપાશ્રય એમ કહેવામા આવે છે. ત્યાના લોકો કહે છેકે આ ઉપરાત મેડતામા આનદઘનજીનો સ્તૂપ (મૃત્યુસ્તભ) હતો પણ તેનો પત્તો મળતો નથી તેઓ સત્તરમી સદીના મધ્યભાગ સુધી હતા એ હકીકત અનુમાનથી પુષ્ટ થાય તેમ છે.

## ૪૭૦ ક ચેતનવિજય (ઋદ્ધિવિજય શિ૦)

(૯૫૧ ક) જંબૂચરિત (હિંદીમાં) સં. ૧૮૦૫ શ્રાવણ શુ. ૩ રવિ અજીમગંજમાં.

× × × ×

જંબૂ સુનો સાધ આચારૂ, જે નિગ્રંથ હોય અણુગાર,
તે ચૌવીસ બોલ મન ધરે, જીવ જીવ જગતેં ભવ તરે. ૪૩

અંતે—

વાચક પદ ધારક ભએ, ઋદ્ધિવિજય ગુરૂ દેવ,
તિનકે સિષ ચેતનવિજય, નહી ગ્યાનકો ભેદ. ૧૭
શ્રી ગુરૂદેવ દયા કિયા, ઉપજી મનમેં ગ્યાન,
ભાષા જંબૂચરિત્રકી, રચના રચી સુજાન. ૧૮
સંવત અઠારે વા(પાં)ચને, શ્રાવણકો હે માસ,
શુકલ તીન રવિવારકો, પૂરો ગ્રંથ વિલાસ. ૧૯
અંગદેશ ગંગા નિકટ, ગંજ અજીમ પવિત્ર,
શ્રી ચિન્તામણિ પાસ કો, દેવલ રચા વિચિત્ર. ૨૧
સતરે સિખર સુહાવનો, ગુમટી ચ્યાર સુચંગ,
સોભે કલસ સુવર્ણકે, ઇકઇ સરૂપ અભંગ. ૨૨
ઊપર ચૌમુખ રાજતે, શ્રી સીમંધર દેવ,
ભાવ ભગતિ ચિત લાયકેં, સવ જન કરતેં સેવ. ૨૩

—ઇતિ શ્રી જંબૂચરિત્ર સંપૂર્ણ. ૩–૧૮ ગુ. નં. ૫–૨.

---

## ૪૭૦ ખ જગજીવન (લોંકાગચ્છ)

(૯૫૨ ખ) સંભવજિન સ્ત. સં. ૧૮૦૭ આસો.

આદિ—

સકલ સુરાસુર સેવિત શંકર કિંકર જસ નર રાયાજી,

અંતે—

તપગચ્છિ હીર સમાન ગણધર વિજયસિંહ સૂરિંદ એ
તસ ગચ્છભૂષણતિલક વાચક કીર્ત્તિવિજય સુખકંદ એ,
તસ ચરણ સેવક વિનય ભગતઇ થુણ્યા શ્રી જિનરાજ એ,
સસિકલા સંવત વર્ષ વસુનિધિ ફલ્યા વંછિત કાજ એ ૧૪
—પ્રા તી સં પૃ ૧૮૯-૧૯૪.

---

વરાવી દીક્ષા લેવડાવી ગોપાલજીનુ નામ સોમવિજય રાખ્યુ કે જે પછીથી પ્રસિદ્ધ ઉપાધ્યાય થયા, કલ્યાણજીનુ નામ કીર્ત્તિવિજય રાખ્યુ કે જે પછીથી ઉપાધ્યાય અને આપણા કવિના ગુરૂ થયા બહેનનુ નામ વિમલશ્રી રાખ્યુ આ વખતે સાથે સાથે શાહ ગણજીનામના ગૃહસ્થે, ધનવિજયે અને તેની સાથે તેના બે ભાઇ કમલ અને વિમલ તથા તેમના માતપિતાએ, તથા તે ઉપરાત સહ્યવચ્છ ભણશાળી, પદ્મવિજય, દેવવિજય અને વિજયહર્ષ મળીને એકદર અઢારે દીક્ષા લીધી જુઓ સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ. ૨૧૭-૨૧૮. આ કીર્ત્તિવિજયથી બીજા કીર્ત્તિવિજય કે જેણે વિજયસેનસૂરિ પાસે દીક્ષા લીધી ને જે વિજયસિંહસૂરિના સસારપક્ષે ભાઇ થાય ને જેને સ. ૧૬૭૦ મા પડિતપદ મળ્યુ હતું તે જુદા છે આપણા કવિ વિનયવિજયના પિતાનુ નામ તેજપાલ અને માતાનું રાજશ્રી હતુ, તેમણે સસ્કૃતમા કલ્પસૂત્રપર સુખબોધિકા નામની ટીકા સ ૧૬૯૬ જેઠ સુદ ૨ ગુરૂને દિને, લોકપ્રકાશ નામનો મહા ગ્રથ સ ૧૭૦૮ જેઠ શુદ ૫ જુનાગઢમા, હૈમલઘુપ્રક્રિયાનો વ્યાકરણ ગ્રથ સ ૧૭૧૦ મા સ્વોપજ્ઞ ટીકા સહિત રાધનપુરમા, નયકર્ણિકા નામનો નયપર ૨૩ શ્લોકનો ટુકો અલ્પગ્રથ દીવમા, અને શાતિસુધારસ ભાવના નામનો જુદા જુદા રાગોમા સસ્કૃતમા ૧૬ ભાવનાઓ પરનો ગ્રથ રચેલા છે સસ્કૃતમા એક વિજ્ઞપ્તિ નામે આનદલેખ વિજયાનદસૂરિ પર સં ૧૬૯૪ મા લખેલી છે તે અપ્રસિદ્ધ છે ને જેની પ્રત મુનિશ્રી અમરવિજયજી પાસે છે, અને પછીથી વિજયપ્રભસૂરિ પર લખેલી બીજી વિજ્ઞપ્તિ નામે ઈંદુદત જોધપુરથી પોતાના આચાર્ય પર સુરત મોકલી છે તેમા આબુ, સિદ્ધપુર,

૪૭૨ જેમલ (લોંકા ગચ્છ)

(૯૫૧) સાધુવંદના સં. ૧૮૦૭ ઝાલોરમાં.

આદિ—

નમું અનંત ચોવીશી. રિષભાદિક મહાવીર,
આર્ય ક્ષેત્રમાં, ઘાલી ધર્મની સીર. ૧
મહા અતુલ્ય બલિ નર, શૂરવીર ને ધીર,
તીર્થ પ્રવર્ત્તાવી, પહોત્યા ભવજલ તીર. ૨

અંતે—

એ જતિયો સતિયો શું, રાખો ઉજવલ ભાવ,
એમ કહે ઋષિ જૈમલજી, એહજ તરણનો દાવ. ૧૧૦
સંવત અઢારને વરસ સાતો શિરદાર,
ગઢ ઝાલોરમાં એહ કહ્યો અધિકાર. ૧૧૧

—(૧) રા. એ. સો. મુંબઈ (૧) લિ. પુજ પ્રાગજી સં. ૧૮૬૫ કા. શુ. ૧૦ જેતપુરમાં ૬-૧૨ ધો. (૩) લિ. વિપ્ર શંકર મેવાસામાં સં. ૧૯૧૩ શ્રા. શુ. ૪ ભોમ ૬-૧૦ ધો. (૪) લિ. સં. ૧૯૧૩ પત્ર ૫ નં. ૧૮૮૪ લીં.

(૯૫૨) પરદેશી રાજાનો રાસ

આદિ— દુહા

રાયપસેણી સૂત્ર મધે, રાય પ્રદેસીના ભાવ,
સુરીયાભ દેવ ભરનૈ હુવો. ધરમ ભણી પ્રભાવ. ૧
આમલકંપા નયરી, સમોસર્યા મહાવીર,
સુરીયાભ દેવ તિહા આવીયો, નાટક કરવા તીર. ૨

અંતે—

સૂત્ર વિરૂધ જે મૈ કહ્યો રે, અહીં અધકો ઓછો કોય,
રિષિ જૈમલ ઇસડી કહઇરે, મિચ્છામિ દુક્કડ ભોયોરે
ધન જિણ ધરમનઈ. ૧૨

પણિ કેતે વરસે માય બાપ અભાવઈ,
દિખ્યાનિ હેતિ રાજનગરમાહિ આવઇ,

ત્રુટક.

રાજનગરિ આવ્યા ભગનીપતિ સહા હનુઆ આવાસિ.
વમતા પુરૂપ ઘણાનિ કીધો સયમનો ઉલ્હાસ,
છ મહિના ફૂસેકે ફરીઆ ધન છત્રીસ હજાર,
રૂપઇઆ ત્યારઇ ખરચાણા, દીખ્યામહોત્સવસાર. ૬૨
જગગુરૂનઈ હાથઈ, સાથઇ જણ અઢાર,
દોઇ બંધવ ભગનિ, ત્રિણિ ત્રિભુવન સાર,
ગાયવી વિમલશ્રી, સોમવિજય ઉવઝાય,
શ્રી કીર્તિવિજય ગુરૂ, હુયા વાચકરાય.

ત્રુટક

ચ્યાર વાચક શિષ્ય જેહના. વલી અનેક યતેરા,
શ્રી કલ્યાણવિજય વાચક બુધ, રાગભાણ ગુરૂ કેરા,
તેણિપરિ શિષ્ય અનેક નીપાયા, તપ વલિ બહોલા કીધી,
ભાદવા સુદિ ઇગ્યારસ દિવસઈ, ઊનામાહિ સીધી ૬૩
પછી વિજયસેનસૂરિ, વિજયદેવસૂરિ, અને વિજયપ્રભસૂરિની હકી-
કત આપી છે, પછી છેવટે.

કલશ

એ વીર જિનવર પટ્ટદીપક, સોહમપટ ગણધર,
આણંદવિમલ મુનિરાજના વખાણ્યા જગિ જયકર,
હીરવિજયસૂરિ સીસ સુંદર, કીર્તિવિજય ઉવઝાય એ,
તસ સીસ કહે નિસદીસ ભાવે વિનય ગુરુગુણ ગાય એ ૬૪
—આમાં વિજયપ્રભસૂરિ પટધર જ્યારે એ વાત છે અને તે
નો સં. ૧૭૧૦ માં જન્મ તેથી આ સઝાય તે સં ૧૭૧૦ પછી
રચેલી સિદ્ધ થાય છે

સૂત્ર વિરૂદ્ધ જે મેં કહ્યો રે, અધીકો ઓછો કોય
રિખ જેમલે કહિ જીસોરે, મિછામી દુકડં મેયો રે ધ૦ ૧૨

—૨૪-૧૨ની પ્રત ઇતી પરદેશી રાજાનો રાસની ઢાલ ૨૨ તથા અષાઢાભુતીનો ચોઢાલીઉ તથા સઝાઉ એ સમપુર્ણં. સંવત ૧૯૦૭ના ભાદરવા શુદ ૧૧ વાર સોમવારે શ્રી ધાંધલપર મધે લખો છે લખીતંગ સા વાલજિ મુલજીએ લખુ છે । તે સરવના ગરથાંગ્રંથ સિલોક ૭૭૫ છે. શ્રી કલ્યાણમસ્તુ શ્રી સુભમસ્તુ રાજકોટ મોટા સંઘનો ભંડાર. (આમાં આ રાસનાં પ્રથમ પત્ર ૨૦ છે)

**(૯૫૨ક) અર્જુનમાલીની** ઢાલ ૬. સં. ૧૮૨૦ કા. શુ. ૧૫

આદિ— દુહા

**વર્દ્ધમાન** જિનવર નમું, સકલ જીવાં સુખદાય
નામ દુખ દોહગ ટલે, ભુખ વારી જાય
**અરજુન માલાગર** તણો, કહેસુ ચિત વિશેષ
એક મનાં થઈ સાંભળો, છાંડી રાગને દ્વેષ. ૨

અંતે—
અંતગડ માહે કાઢો નિચોડી, તિણ અણુસારે રિખ **જેમલ** જોડી
અઢારસેં ને **વીસ** માયા, કાતિ સુદ પુનમ સુભ દાય,

—લપંત્ર મેઘજી ૭-૧૦ ૬, ૧૬ નં. ૨૩ ધોધા ભં.

**(૯૫૨ખ) અવંતિસુકુમાલ ચોઢાલીઉં** ૧૮૨૫ આસો શુ. ૭ નાગોરમાં.

અંતે—
અંતગડ સૂત્ર માહિ જિણજી ભાખીયા,
તિણ સારે **જેમલજી** કહૈ. ૧૯
**પચીસે** આસૌજ માસ, સુદ સાતિમ દિનૈ,
નગર **નાગોર** ભાખીયો એ.
—પત્ર ૩ ગુ. વિ.

(૫૪૭)+ **ધર્મનાથ સ્તવન.** લઘુ ઉપમિતિ ભવપ્રપંચ સ્તવન. સં. ૧૭૧૬ સૂરતમાં

આદિ— દુહા.

ચિદાનંદ ચિત્ત ચિંતવું, તીર્થંકર ચોવીસ
જગઉપકારી જગતગુરૂ, જ્યોતિરૂપ જગદીશ. ૧
આપે આપ વિચારતા, લહીએ આપ સ્વરૂપ,
પ્રગટે મમતા તૃણ છપે, સમતા અમૃતકુપ ૨

અંતે—

**સત્તરસેં સોલોત્તરઈ, સૂ**
તવન રચ્યું મઈ અલ્પમતિ,
શ્રી વિજયદેવસૂરિંદ
શ્રી કીર્તિવજય વા

૬–૧૨ આ.

(૫૪૭ક) **નેમિનાથ બા**
( ઓધવ

આદિ—

પંથીઅડારે સંદેસડો, કહે.
છટકી છેહ ન દીજીઇ, નવ
માગસિર માસઈ મોહિઉ, મોટ
ચિતમાહિ લાગી ચટપટી, બા

× ×

અંત—

નેમિ રાજુલ બેહુ મિલ્યા પામ્યા
વિનય સદા સુખ પામીઈ, ભજતા

પુંડરીક નાંમ આગેં હતું, લોકાંમાં વિખ્યાત,
ગુંણે કરીનેં નીપનું, શત્રુંજય અખ્યાત. ૫
શત્રુંજય તે કિંમ હવો, કરયો અછેં અધિકાર,
તે ઉપરિ તુંમે સાંભલો, શુક નૃપ ચરિત્ર ઉદાર. ૬
કુંણ તે શુક પ્રભુ કિહાં થયો, કુંણ ગાંમ કુંણ ઠાંમ,
હું કહું વિસ્તરપણેં, સહુ સુંણયો ગુંણ ધાંમ. ૭
વાત રસિક છેં એહની, વ્યકતા છેં ગુણવંત
વિચક્ષણ જો શ્રોતા હોઈ તો, ઉપજેં રસ અનંત. ૮

અંતે— ઢાલ ૬૫ મી વાલાજીરા ભાવનરી દેશી–રાગ ધન્યાસી
શ્રી સુકરાય ઋષી ગુંણ ગાયા, દિન દિન ચડતે દીવાજ્જી,
નિસુંણો ભવિકા પરમ ગુંણાકર, વાજેં જસના જસવાજ્જી. શ્રી. ૧
પુંડરગિર મહિમાથી એહનો, બહુ વિસ્તરીઊ જસ વાસજી,
જસ વિસ્તરતેં તીર્થતણો પણિ થયો નામ શત્રુંજે ઉલાસજી. શ્રી. ૨
સુંણયો શ્રોતા શુક કિહેં કાલેં, પ્રગટયો પૂહવી જગીસજી,
અભિનંદન જિન સુમતિ વિચાલેં, થયો શુક નૃપ વિસવાવીસજી. ૩
જયો જયો એહની કરણી રૂડી, ભાગ્યબલિ સુપ્રવીણજી,
બાહ્ય અભ્યંતર ભેદ જે વિવિધ, તેહસું સદા લયલીણજી. શ્રી. ૪
તેહની કાર્યસિદ્ધિ ડનુસારે, નામ યથારથ એહનોજી,
આજ લગણ તે નિશ્ચલ છે ભવિ, શત્રુંજય નાંમ જેહનોજી. શ્રી. ૫
ઇણી પરે જે ભવિ ભાવ ધરીનેં, કરસ્યેં કૃત્ય જે કરણીજી,
તેહીજ સિદ્ધતા થોડેં કાલેં, હોસ્યેં એ ભવ ઉદ્ધરણીજી. શ્રી. ૫
જિમ શુક નૃપનેં બિહું પ્રકારેં, વેંરી વિલયેં ગયા જાંણોજી,
બાહ્ય વેંરી તો ચંદસેખરજી, અભ્યંતર કરમ વખાણોજી. શ્રી. ૭
એ બિહું વેંરી વીજસવાદ લહીનેં, પોહોતા શિવપુરવાસજી,
તિમ જે કોઈ ભવિજન આરાહસ્યેં, તે લહસ્યેં પદ અવિનાસજી. શ્રી. ૮
તપગચ્છ ગયણ વિભાસણ દિનમણિ, શ્રી હીરવિજય સૂરી હીરોજી,
મહિમા જેહનો અતુલીબલ છેં. ભૂતલ માહિ સનૂરોજી. શ્રી. ૯

અંતે—

શ્રી **વિજયદેવ** સૂરિપટ્ટ સોહાકરણ, શ્રી **વિજયપ્રભ**સૂરિ તપગછરાજા,
શ્રી **વિજયરત્ન**સૂરી તાસ પટ્ટ પ્રગટીયા, લહી જસવાસ સોભાગ તાજા ૬
જગતગુરૂ **હીર**ગુરૂ શિષ્યગુણ રયણનિધિ, **કીર્તિવરવિજય** ઉવઝાયરાયા,
સીસ તસ **વિનય** ઉવઝાય ઇમ ભક્તિસું, ભણીય ગુણઠાણુ શ્રી**વીર**ગાયા. ૭૩

૩—૧૭ આ ક

—સુશ્રાવિકા ધનકુઅર બાઇ પઠનાર્થં સવત્ ૧૮૦૭ ના વર્ષે ભાદ્રવા વદ્દિ ૮ બુધે લષિત. (પાછળથી બીજાએ ઉમેર્યું છે સાવક વેલજી નાથા પઠનાર્થે થરેવાસી શ્રી કછદેશનો ગામ સીહાણ મધે સવત ૧૫૧૬ નો વરષે) ૪—૧૩ અનત.

**(૫૪૯)+ છ આવશ્યક સ્તવન**

**આદિ—** દૂહા

ચૌવીસઈ જિન ચિતવી ચતુર ચેતના કાજ
આવસ્યક જિણ ઉપદિસ્યા, તે થુણુસ્યૂ જિનરાજ.

**અંતે—** કલસ.

તપગચ્છનાયક મુગતિદાયક, શ્રી **વિજયદેવ** સૂરીશ્વરો,
તસ પટ્ટદીપક મોહજીપક, શ્રી **વિજયપ્રભ** સૂરિગણધરો,
શ્રી **કીર્તિવિજય ઉવઝાય** સેવક, **વિનયવિજય વાચક** કહે,
ષડાવસ્યક જેહ આરાધે, તેહ સિવસપદ લહે

—પ્ર સજ્જન સન્મિત્ર પૃ ૨૧૫ થી ૨૧૮

**(૫૫૦)+ ૫ચકારણ (પંચસમવાય) સ્ત૦**—સ્યાદ્વાદ સૂચક મહાવીર સ્ત૦ સ ૧૭૩૨.

**આદિ—** દુહા

સિદ્ધારથસુત વદીઈ, જગદીપક જિનરાજ
વસ્તુતત્ત્વ સવિ જાણીઇ, જસ આગમથી આજ.

* * * *

જે કોઈ ભણસેં સુંણસ્યેં તેહનેં. હોંસેં પરમાણંદાજી,
ઉત્તમ ગુંણ ગાતાંથી સહેંજે, સીઝેં વંછીત સુખકંદાજી. શ્રી. ૨૩

(૧)-ઇતિશ્રી શત્રુંજય મહાત્મો પરિ શ્રી શુકરાજ નૃપરાસ સંપૂર્ણમ: ગ્રંથાગ્રંથ ૧૫૦૧ અકલ પંડિત સીરોમણિ પંડિત શ્રી ૫ થીરવિજય ગણિતત્ શિષ્ય પં. તત્ત્વવિજય ગણિ તત્ શિષ્ય ભાવવિજય ગણિ લીપીકૃતં શુભંભવતુ સંવત્ ૧૮૧૧ વર્ષે પોસ વદિ ૫ દિને શુક્રવાસરે વારાહી નગરે શ્રી શાંતિજીન પ્રશાદાત કલ્યાણમસ્તુ પત્ર ૪૬ પં. ૧૭ ભાવ; (૨) ચંચલ.

**પ્રતિમા સ્થાપન ગર્ભિત પાર્શ્વજિનસ્ત.**

—૧-૨ લિ. સં. ૧૯૧૦ પત્ર ૮ નં. ૨૨૨૯ અને પત્ર ૮ નં. ૧૮૨૪ લીં.

**ચૈત્યવંદન સંગ્રહ**

– લિ. સં. ૧૮૮૮ પત્ર ૪ પ્રત નં.૨૧૩૩ લીં.–

[ રત્નવિજય પહેલાએ સં. ૧૭૫૮ માં ચોવીસી રચી છે ]

---

૪૭૩ **માલ** [ લોં. પૂણચંદ સંતાનીય નાથાજી શિ. ]

**(૯૫૩ ક) અંજનાસુંદરી ચોપઈ** લ. સં. ૧૮૦૯ પહેલાં

આદિ—

**સરસતિ** સામિણી પ્રણમીય, **ગોતમ** સ્વામિના પાય રે
અંજનાસુંદરીની કથા, નારીનર સુણજો મન લાય રે
શીલ ભવિયણ ભલે પાલીયે ૧

અંતે—

ધન ધન **અંજનાસુંદરી**, સુમિરો ચિત્તિ ત્રિકાલ રે
શીલ ભલો તિણિ પાલીઓ, જસુ ગાવે મુનિ **માલ** રે. ૧૫૪

–(૧) લિ. સં. ૧૮૦૯ ચૈત્ર શુદિ ૮ આદિતવાર ૪-૧૮ ...ગરા ભં. (૨) લિખ્યતં ગુણદાસ ઋષિ તત્ સિષ્ય ગોપાલ ઋષિ

(૫૫૦ગ)+ **આંબિલ** સ°

આદિ—

સમરી શ્રુતદેવી સારદા, સરસ વચન વર આપે સદા,
આબીલ તપનો મહિમા ઘણો, ભવિજન ભાવથકી તે સુણો. ૧

અંતે—

આબિલ તપ ઉત્કૃષ્ટો કહ્યો, વિઘનવિડારણ કારણુ લહ્યો,
વાચક કીર્ત્તિવિજય સુપસાય, ભાખે વિનયવિજય ઉવઝાય. ૧૧

(૫૫૧)+ **વિનયવિલાસ** સુદર ૩૭ પદોનો સગ્રહ
પ્ર૦ ભી. મા, સઝાયપદ સગ્રહ

(૫૫૧ક)+ **ભગવતીસૂત્ર સઝાય.** સ ૧૭૩૮ રાનેર ચોમાસુ

આદિ— કપુર હોયે અતિ ઉજલોરે–એ દેશી.

વદિ પ્રેમસ્યુ રે, પૂછે ગૌતમ સ્વામ
વીર જિનવર હિત કરીરે, અરથ કહે અભિરામ રે ૧
ભવિક સુણજ્યો ભગવઈ અગ, મનઆણી ઉછગરે ભ૦

અંતે—

સવત સતર અડત્રીસમે રે રહ્યા રાનેર ચોમાસ,
સઘે સૂત્ર એ સાભલ્યુ રે, પામ્યો મન ઉલ્લાસ ભ૦ ૧૭
વિધિ સઘલી એ સાચવીરે, પૂજા ભક્તિ અપાર,
અગપુજણા સાચવ્યારે, શક્તિતણો અનુસારરે. ભ૦ ૧૮
કીર્ત્તિવિજય ઉવઝાયનોરે, સેવક કરેરે સઝાય,
એણીપરે ભગવતી સૂત્રનારે, વિનયવિજય ગુણગાયરે. ભ૦ ૧૯

—મારી પાસે છે. આ ક. સઝાય પદ સ પૃ. ૧૬૩.

પાઠાતર–પૂજા ભક્તિ પ્રભાવનાજી, તપ કિરિયા સુવિચાર
વિધિ એમ સઘળો સાચવ્યોરે, સમયતણે અનુસારરે.

(૫૫૨) **અધ્યાત્મગીતા** (ગાથા સંખ્યા ૨૪૨ શ્લોક ૩૩૦)

(૫૫૩)+ **ચોવિસી**—૨૪ જિનપર ૨૪ સ્તવન.

(૯૫૩ ગ) રાજમતિ રાસ ૧૭ કડી. સં. ૧૮૨૨

ગોખમેં રાણીયો સંધાન, રાજુલ નિરખે હે

× × × ×

બિહુ મિલ્યા મુગત મઝાર, અવિહડ પ્રીતડી હે
બાંધી રે બેહુ સૂખ છતેજી
એહવી સતીના ગુણગ્રામ, પૂજ્ય નાથાજીનો રે
માલ વદે નિસ પ્રત્યેજી. ૧૬
અઢાર બાવીસે નરંદ કાર્તિક પુનમ હે
ગાઈ રે ઉલટ ધરીજી
શ્રી લોકા ગચ્છ મનુહાર, સુનરા નિંદરમાંહે
શ્રાવક આગ્રહ કરીજી, ૧૭

(૯૫૩ ઘ) +એલાચીકુમાર-છઢાળીયું. સં.૧૮૫૫ જેઠ અંજારમાં.

આદિ— દોહા

માત મયા કરો સરસતી, આપો અવિરલ વાણ,
નિજ ગુરૂ ચરણ નમું સદા, આણંદ હિત ચિત્ત આણ. ૧
દાન શીયલ તપ ભાવના, ધર્મના ચાર પ્રકાર,
તેમાંહિ શિરસેહરો, ભાવ વડો સંસાર. ૨
ચારે જીવ તર્યાઅ છે, ભાવ થકી કહું તેહ,
એલાચી ગુણ ગાયતાં, પામીજેં શિવગેહ.

અંતે— ઢાલ ૬

× × × ×

સંવત અઢાર પંચાવનેજીરે, જેઠ માસ સુખકાર,
ષટ્ ઢાળે કરી ગાઇયેજીરે, રહી ચોમાસો અંજાર.
સુગુણ નર, ભાવ વડો સંસાર. ૨૦
શ્રી પૂજ્યશ્રી ખૂબચંદજીરે, તસ શાસન સુખદાય,
પૂજ્ય નાથાજી પસાયથીરે, માલ મુનિ ગુણ ગાય. સુ. ૨૧

શીળદેવ પડિત રચ્યોએ, એકવીશ ઠાણુ જેહ
તે જોઇ અનુક્રમ કહ્યોએ, શ્રી જિનવરનો એહ      નમો ૯
બીજે ગ્રથે દેખીયે એ, નામ ક્રમપદ ફેર,
તે પણ સાચા જિન વિનાએ, કુણ દાખે શુદ્ધ શેર.      નમો ૧૦
શ્રી કીર્તિવિજય ઉવઝાયનોએ, વિનય વંદે કરજોડ. ન.
શ્રી જિનના ગુણ ગાવતા એ, લહિઇ મગલ કોડ.      નમો ૧૧
—૯–૧૧ આ ક

**શાશ્વતજિનૂ ભાષ.** (ઉપરની વીશી સાથે આ એક પ્રતમા મૂક્યુ છે)
**અતે**

કીરતિવિજય ઉવઝાય કેરો, લહીઈ પુણ્યપમાય,
સાસતાજિન થુણ્ઈ ઇણિપરિ, વિનયવિજય ઉવઝાય મેરે      ૯
—પં. શ્રી સઘવિજયગણિ શિ પ. ખેમાવિજય ગણિના લિ૦
ગણિ રૂપવિજય વાચનાર્થ તે વીશીની પ્રત ૧૫—૧૧. આ. ક

---

## ૨૮૯–૨૯૦ વિનયવિજય અને યશોવિજય.

**(૫૫૫)+ શ્રીપાલ રાસ.** સ ૧૭૩૮.

**આદિ—**

દોહા

કલ્પવેલિ કવિયણ તણી, સરસતિ કરી સુપસાય,
સિદ્ધચક્ર ગુણ ગાવતા, પૂર મનોરથ માય      ૧
અલિયવિઘન સવિ ઉપશમે, જપતા જિનચોવીશ,
નમતા નિજગુરૂ પયકમલ, જગમા વધે જગીશ      ૨
ગુરૂ ગૌતમ રાજગૃહી, આવ્યા પ્રભુ આદેશ,
શ્રીમુખ શ્રેણિક પ્રમુખને, ઇણિપરિ દે ઉપદેશ.      ૩
ઉપગારી અરિહત પ્રભુ, સિદ્ધ ભજો ભગવત,
આચારય ઊવઝાય તિમ, સાધુ સકલ ગુણવત.      ૪

સાંભલજો ભવીજન તુમે, છે પિણ સુત્રની શાખ,
સરસ ઘણો સંબંધ છે, મીઠો સાકર દ્રાખ. ૩
સહુ કોઇ સુખ ભોગવે, ગયો ન જાણે કાલ,
ઇણ અવસર પ્રભુ આવીયા, ટાલે મોહ જંજાલ. ૪

અંતે—

સવા એકવીસ ઢાલે કરી ગાયો, પ્રબંધ ઘણો અતિ મીઠોરે,
આધકો ઓછો મેં નથી ભાખ્યો, જે કાંઈ શાસ્ત્રમાં દીઠોરે. ૨૧
સંવત અઢારસતાવના વર્ષે પ્રકાસ્યો, કાતિ ચોમાસે સુખકારરે,
**માંડવી** બિંદર અતિઘણું સુંદર, લોંકાગછ શ્રીકારરે. ૨૨
ગછપતિ **ખુબચંદજી** બિરાજે, તસ સાસન સુખદાયારે,
પુજય **નાથાજી** તણા સુપસાયે, **માલ** મુનિ ગુણ ગાયારે. ૨૩

—પટબંધવ-ગજસુકુમાલજી-કૃષ્ણ બલભદ્રજીના અધિકારની સવા એકવીસ ઢાલ-લિ. સં. ૧૮૮૧.

---

## ૪૭૪ વૃદ્ધિવિજય. (૩)

(૯૫૫) ચિત્રસેન પદ્માવતી રાસ સં. ૧૮૦૯ વૈ. શુ ૬ ભોમ. મધુમતિ (મહુવા)માં.

આદિ—

પચનામ પરગટ કર્યા, **આદિસર** અરિહંત,
યુગલા ધર્મ નિવારીઓ, તે પ્રણમુ ભગવંત, ૧
સોલમ જિન પંચમ ચક્રી, જીવદયા પ્રતિપાલ,
પારેવો જિણિં રાખીઉ, આણી દયા વિશાલ ૨
**રાજુલ** વર શ્રી **નેમજી**, કરૂણાવંત ઉદાર,
પશુ છોડાવી ભાવસું, પોહતા મુગતિ મઝારિ. ૩
કમઠ ઉલંઠ હઠ ભંજણો, શ્રી **ગોડીચો પાસ**
તે પ્રણમું ત્રેવીસમો, આણી ભાવ ઉલ્લાસ. ૪

વિદ્યા વિનયવિવેક વિચક્ષણ, લક્ષણ લક્ષિત દેહાજી.
સોભાગી ગીતારથ સારથ, સંગત સખરસ નેહાજી ૮
સંવત સત્તર અડત્રીસા વરસે, રહી રાંનેર ચોમાસુજી,
સંઘતણા આગ્રહથી માંડ્યો, રાસ અધિક ઉલ્લાસેજી ૯
સાર્ધ સપ્તશત ગાથા (૭૫૦) વિરચી, પહુતા તે સુરલોકેજી,
તેહના ગુણ ગાવે છે ગોરી, મલી મલી થોકે થોકેજી ૧૦
તસ વિશ્વાસભાજન તસ પૂરણ, પ્રેમ પવિત્ર કહાયાજી,
શ્રી નયવિજયવિબુધ પદસેવક, સુજસવિજય ઉવઝાયાજી ૧૧
ભાગ થાકતો પૂરણ કીધો, તાસ વચન સંકેતેજી,
તિણે વલી સમકીત દૃષ્ટિ જે નર, તેહ તણઈ હિત હેતેજી ૧૨
જે ભાવઈ એ ભણસ્યે ગુણસ્યે, તસ ઘર મંગલમાલાજી
બંધુર સિંધુર સુંદર મંદિર, મણીમય ઝાકઝમાલજી ૧૩
દેહ સબલ સસનેહ પરિ છે, રંગ અભંગ રસાલાજી
અનુક્રમે તેહ મહોદય પદની, લહેસ્યઈ જ્ઞાન વિશાલાજી ૧૩

(૭૫૦ ગાથા સુધી વિનયવિજયજીએ રાસ રાનેરમા રચ્યો, પછી તેઓ સં. ૧૭૩૮ મા સ્વર્ગસ્થ થયા ને રાસ અપૂર્ણ રહ્યો એટલે તેમના પ્રીતિપાત્ર એવા યશોવિજયજી મહોપાધ્યાયે બાકીનો ભાગ પુરો કર્યો)

—ઇતિ શ્રી મહોપાધ્યાય વિનયવિજય ગણિ વિરચિતે પ્રાકૃતબંધે મહોપાધ્યાય શ્રી યશોવિજયગણિ વિરચિતે શ્રીપાલ ચરિત્રે પ્રાકૃતબંધે ચતુર્થ ખંડ સંપૂર્ણ મિતિ ૪ સંવત્ ૧૮૧૫ વર્ષે કાર્તિગ માસે શુક્લપક્ષે દ્વીતીયા તિથૌ ગુરૌ વારે ચતુર્માસિક સ્થિતો મહોપાધ્યાય શ્રી ૧૦૮ શ્રી શ્રી સુંદરસૌભાગ્ય ગણિ શિષ્ય સકલપંડિત પ્રવર પંડિત શ્રી ૫ શ્રી ખૂશાલસૌભાગ્યગણિ તસ્ય શિષ્ય પયપંકસરોરૂહ સેવિત—રંગસૌભાગ્યલીખીતાય શ્રી શ્રીપાલરાસ સંપૂર્ણ—શ્રીભવતુ પૃ. ૫૧ પં. ૧૪ આ. ક.

—ગ્રંથ ગાથા સર્વ ગ્રંથ ચોપઇ ૧૫૦૦ સંવત્ ૧૮૮૩ રા શાકે ૧૭૪૮ પ્રવર્ત્તમાને કાર્તિકમાસે શુક્લપક્ષે દ્દશમ્યા તિથૌ ગુરૌ લિખિતમ ૯૪-૧૧ પોપટલાલ પ્રાગજી કરાચીવાળા પાસે

તપગચ્છ પંડિત ×× (અધૂરૂં. એક પૃષ્ઠ નથી. ભાવ. પા. ૨૬ પં. ૧૭.

---

**૪૭૫ મહાનંદ** [લોં૦ રૂપ-જીવ-જગજીવન (૪૬૯ ગ)-ભીમસેન-મોટા શિ૦]

**(૯૫૬) રૂપસેનરાસ** સં. ૧૮૦૯ વૈ. શુ. ૭ સોમ.

**આદિ—** શ્રી ગુરૂભ્યો નમઃ। દૂહા.

શ્રી ઋષભાદિક નિત્ય નમું, ચોવિસે જિનરાજ,
સેવ્યાં સીવ સંપતિ મિલે, સિઝે સઘલા કાજ. ૧
ૐકાર આદે રચ્યો, બાવન અક્ષર બીજ,
પ્રગટ કર્યો પરમારથે, જ્ઞાન દૃષ્ટિ જિણુ દિધ. ૨
સા સરસતિ પ્રણમું સદા, સીદ્ધી બુદ્ધી દાતાર,
માત મયા કર મુઝ પ્રતેં, દે વાંણી વિસ્તાર. ૩
શ્રી ગુર **ભીમ** તણા ચરણ, પ્રણમું મન ઉલ્લાસ,
જસ સીર ઉપર કર કરે, સો લહે લીલ વિલાસ. ૪
મમ ગુર મોટા ઋષી તણા, પદ પ્રણમું હિતવંત,
ગુરૂપદ સેવ્યાં સંપજે, મંદમતિ મતીવંત. ૫
અંધકાર અજ્ઞાનના, જ્ઞાન સઘલાઈ સાર,
ફેરિ ક્રિયા જગ દેખતાં, ધન્ય ગુર ઉપગાર. ૬

यतः

विना गुरुभ्यो गुणनीरधिभ्यो जानाति धर्म्मं न विचक्षणोऽपि।
आकर्णदीर्घोज्वललोचनोऽपि दीपं विना पश्यति नांधकारे॥१

ધુરિ મંગલ જિનવર નમો, બીજે સરસતી માત,
ત્રીજે ગુરૂપદ ગુંણનિલો, ચૌથો સંઘ સુજાત. ૭
માગું મતિ નિર્મ્મલ ભલી, પ્રેમેં કરી પ્રણામ,
સહુ મિલિ મુઝ આપજ્યો, કાવ્યકલા અભિરામ. ૮
પૂજ્ય પ્રબંધે સાંભલો, રૂપસેન રાજાન,
તાસ ચરિત્ર કહેતાં સુણો, સભા સકલ દેઈ કાંન. ૯

દિગબરોના તાબામા છે. આ પ્રાસાદની પ્રશસ્તિ કલ્યાણવિજયના એક પ્રમુખ વિદ્વાન શિષ્ય અને આપણા આ સુપ્રસિદ્ધ જૈન તાર્કિક અને મહાન્ લેખક યશોવિજય ઉપાધ્યાયના ગુરૂ પડિત નયવિજયના ગુરૂ લાભવિજય ગણિએ રચી હતી (જુઓ વૈરાટનો લેખ ન. ૩૭૯ પ્રાચીન જૈન લેખસગ્રહ મુનિશ્રી જિનવિજયજી સપાદિત.) ત્યાર પછી કલ્યાણ-વિજયજીએ ગુજરાતમા વિહાર કર્યો

હીરવિજયસૂરિના સ્વર્ગવાસ થયા પછી તેજ સાલમા એટલે સ ૧૬૫૨ ના માગશર વદ ૨ ને સોમવારે તેમના ભક્ત ખભાતના સઘવી ઉદયકરણે વિજયસેનસૂરિના હાથે મહોપાધ્યાય કલ્યાણવિજય અને પડિત ધનવિજયજીની વિદ્યમાનતામા હીરવિજયસૂરિના પગલાની પ્રતિષ્ઠા સિદ્ધાચલ ઉપર સ્થાપના કરી પ્રતિષ્ઠા કરાવી હતી. (વિશેષ માટે જુઓ સ ૧૬૫૫ મા તેમના શિષ્ય જયવિજયજીએ (નં ૧૯૨) રચેલો કલ્યાણવિજય રાસ–મારી જૈન ઐતિહાસિક રાસમાળા ભા ૧ લામા પ્રકટ થયેલ છે. અને સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ ૯૬ અને ૨૪૨ થી ૨૪૫ આ કલ્યાણવિજયજીએ ધર્મસાગરજીના ઝઘડામા પાટણમા સારો ભાગ લીધો હતો જુઓ એ. રા. સ. ભાગ ૪ થો હવે ઉપરોક્ત લાભવિજય વૈયાકરણ ચૂડામણિ હતા, અને તેઓ અકબર બાદશાહને મળવા હીરવિજયસૂરિ પોતાના ૧૩ સાધુઓ સાથે ગયા તે પૈકી એક હતા. પૃ ૧૦૯ સૂરીશ્વર અને સમ્રાટ.)

યશોવિજયજી મહાપુરુષ–જ્ઞાનપુજ પ્રતાપી પ્રખર વિદ્વાન્ થઈ ગયા ને નિશક વાત છે શ્રીમદ્ હરિભદ્રસૂરિ જેવા વિદ્વાન્ જૈનશાસનમા એકજ છે, અને તેમની પછી લગભગ એકહજાર વર્ષ પછી આ યશો-વિજયજી જૈનશાસનના સદ્ભાગ્યે અઢારમી સદીમા થયા તેમણે પોતાના પવિત્ર જન્મથી કઇ ભૂમિ, કઈ જાતિ અને કયા કુળને અલકૃત કર્યું હતુ એની કાઇપણ સત્ય હકીકત હજુ સુધી જાણવામા આવી નથી, તેમજ ક્યારે દીક્ષા લીધી, ક્યારે ન્યાયાચાર્યાદિ પદ પામ્યા અને કઈ કઇ વખતે શી શી શાસન–સેવાઓ બજાવી, ઇત્યાદિ વૃત્તાત પણ અનુપલ-

+મહાનંદ મુનિવર ભાવે ભાખી, પંચોતરમી ખ્યારીજી,
જે કોઈ ભણસ્યે ભાવે સુણસ્યે, વરસ્યે મુક્તિની નારીજી. ૨૫

કલસ.

ગુરૂ જ્ઞાન દરિયો સુભર ભરીયો ગ્રંથ ભરિ ભરિ ભાવથી,
ગુણ રૂપ ગાયો સુજસ પાયો શ્રુતિદેવિના સુપસાયથી.
એ રાસ રંગે મન ઉમંગે ભણે જે નર ભાવ એ,
મનકાંમના તસ સિદ્ધ થાયે, પરમ મંગલ પાવ એ.

—મુનિ મહાનંદેન વિરચિતો રૂપસેનરાસ સમાપ્ત. લિ. મુનિ મહાનંદેન સંવત્ ૧૮૧૦ વર્ષે આસાઢ સુદિ ૧૪ શનૌ શ્રી પ્રલ્હાદનપુરે દીવાણ શ્રી બહાદુરખાન રાજ્યે. સર્વ ગાથા ૨૦૧૯. ૭૫-૧૫ લા. નં. ૪૨૭. કવિની સ્વહસ્તલિખિત પ્રતિ.

(૨) શ્લોકઃ—પ્રલ્હાદનપુરે રમ્યે રાસો યં રચિતો મુદા,
પશ્ચાત્ખંડપ્રબંધેન સૂર્યપુર્યાં સમુધૃત. ૧
વો(વ્યો)મ બાણ વસુચંદ્ર સંવત્સર મત શુભં,
નવમ્યાં શ્રાવણે શુદે લિખીતો લેખકૈ મુંદા. ૨

શ્રી સંવત્ ૧૮૭૦ ના વર્ષે મૃગસીર વદિ ૧૪ દિને સોમવાસરે શ્રી પાટણનગરે શ્રી પંચાશ્વરાજી પ્રસાદેનઃ

શ્લોકઃ—રાસો યં લિખિતમસ્તિ નિજાત્મસુખહેતવે,
ગુરૂ રંગ પ્રસાદેન ઋષભવિજ્યો મુદા. ૧
મંગલં લેખકાના ચ વાચનાર્થં ચ મંગલં,
મંગલં સર્વ લોકાના ભૂમિ ભૂપતિ મંગલં. ૨

શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ. ૭૮-૧૫ જશવિજય મુનિનો સંગ્રહ.

---

+ બીજી પ્રતમાં આ ૨૫મી કડીને બદલે નીચેની બે કડીઓ છે.
પુન્યવતી એ પંચમેં ખંડે ઢાલ બાવીસમી ભાખીજી,
આગેં ચરીત તણે અનુસારેં શુદ્ધમતી ગુરૂ સાખીજી. ૨૫
પંચે ખંડે મીલી પંચ્યાસી પૂરણ ઢાલ પ્રકાસીજી,
જે નર ભણસ્યેં ભાવે શુણસ્યેં લહસ્યેં સુખ અવિનાશીજી. ૨૬

અને અજેય અનુપમ વિદ્વાન્ હોવાથી ત્યા રહેવા દેવા, અને પદ આપવું. ગચ્છપતિ નાયકે પણ એમજ ધાર્યું પડિતજી (યશોવિજયજી)એ સ્થાનક તપ–વીસ સ્થાનકની ઓળીનો તપ વિધિપૂર્વક આદર્યો. શુદ્ધ સવેગથી પાળી સયમ શુદ્ધ કર્યો, તે વખતે જયસોમ (આગળ જુઓ ન.) આદિ પડિત મડળે તેમના 'અદોષ ચરણ' સેવ્યા ઓળીતપ પૂર્ણ થયા પછી વિજયપ્રભસૂરિએ સ. ૧૭૧૮ માં વાચક–ઉપાધ્યાયનુ પદ તેમને આપ્યુ કાતિવિજયજી તેમના ગુણનુ વર્ણન કહે છે કે—

ઢાલ—આજ અમારે આગણીયે—એ દેશી

શ્રી યશોવિજય વાચકતણા, હુ તો ન લહુ ગુણ વિસ્તારો રે,
ગગાજલ કણિકા થકી, એહના અધિક અછે ઉપગારો રે શ્રી. ૧
વચન રચન સ્યાદ્વાદના, નયનિગમ આગમ ગભીરોરે,
ઉપનિષદા જિમ વેદના, જસ કવિ ન લહે કોઈ ધીરોરે શ્રી ૨
શીતલ પરમાનદિની, શુચિ વિમલસ્વરૂપા સાચીરે,
જેહની રચના ચદ્રિકા, રસિયા જણ સેવૈ રાચીરે શ્રી ૩
લઘુબાધવો હરિભદ્રનો, કલિયુગમા એ થયો બીજોરે,
છતા યથારથ ગુણ સુણી, કવિયણ બુધ કો મત ખીજોરે. શ્રી ૪

પછી યશોવિજયનો સ્વર્ગવાસ ડભોઈ ચોમાસુ સં. ૧૭૪૩ માં રહ્યા હતા ત્યારે થયુ હતુ તે જણાવે છે—

સત્તર ત્રયાલે ચોમાસું રહ્યા, પાઠક નગર ડભ્યોઇરે,
તિહા સુરપદવી અણુસરી, અણુસણ કરી પાતય ધોઇરે. શ્રી. ૫
સીત તલાઇ પાખતી, તિહા થૂભ અછે સસનૂરોરે,
તે માહિથી ધ્વનિ ન્યાયની, પ્રગટે નિજ દિવસિ પડુરોરે શ્રી ૬

વળી ગુણગાન કરે છે કે—

સવેગી સિરસેહરો, ગુરુ જ્ઞાનરયણનો દરિયોરે,
કુમતતિમિર ઉચ્છેદિવા, એતો બાલારુણ દિનકરિયોરે. શ્રી ૭

પછી પોતે લખવાનુ કારણ આપી સુજસવેલિ નામા ભાસ પૂરી કરે છે કે—

અંતે—

સુખ કારણ ભવિયણ સમરો નિત નવકાર—દેશી.
તવ દાન તણે બલ, આઠ કર્મ કરિ ત્યાગ,
શિવ રમણી વરસે, મુનિવર તે મહાભાગ. ૧
ભગવંતે ભાખ્યો, **ભગવતી સૂત્રે** ભાવ,
એમ **ઉત્તરાધ્યયને,** પેખો ચરિત્ર પ્રભાવ. ૨
ગુરૂ મુખથી સુણી એ, આખો એહ અધિકાર,
અધિકો ઓછો કોઈ લેજો એ સુકવિ સુધાર. ૩
**લુંકા** ગચ્છનાયક **મેઘરાજજી** એ મુનિરાજ,
તસ પાટે પ્રતપે આચારજ ઈતા આજ. ૪
શ્રી ગુણ સૂરિ સોહે, **સોમચંદજી** સુખકાર,
રહી દીવ ચોમાસું, સંવત **શત અઢાર.** ૫
**ઉગણચાલીસ** વરસે, વૈશાખ માસ વખાણ,
ઉજલ પખવાડે અખાત્રીજ તિથિ જાંણ. ૬
**દિવ** બંદર શ્રાવક ધર્મી ને ધનવંત,
ગુરૂ પદ પંકજની સેવા કરે સતવંત, ૭
ગચ્છનાયક ગુરૂની પ્રવર સુઆણા પાય,
સંઘ સુખ કરત હેતે પભણી એહ સજ્ઝાય. ૮
ગરવા ગુણસાગર **મોટા** ઋષિ મુનિરાય,
તેહને પ્રતાપે **મહાનંદ** મુનિ ગુણ ગાય. ૯

કલશ.

શ્રી **સનત** ચક્રી ચારિત્ર લેઇ પાલો શુદ્ધ ભાવે ભલો,
તે સાધુના ગુણ સહજ ગાતાં નિજ આનંદ હોએ નિરમલો.
**અઢારસે** સત **ઇગુણચાલીસે** સમ્યક્ રચી સઝાય એ,
રસિક જે જિન ધર્મ રચિયા ગુણી નર ગુણ ગાય એ.
ભણે જે ગુણે ભાવ સેંતિ, આણી સુધી આસથા,
**મહાનંદ** આણંદ બોધ પામે, સકલ પદારથ શાશ્વતા.
—૧૨-૧૦ રાજકોટ મોટા સંઘનો ભંડાર.

હસ્ય' નામના સ્વરચિત સં. ગ્રંથમાં પ્રારંભે કરેલા ઉલ્લેખથી જણાય છે કે તેઓશ્રીએ "રહસ્ય" પદવડે અંકિત એવા એકસો આઠ (૧૦૮) ગ્રંથ રચવા ઇચ્છયા હતા. આમાંથી કેટલા રચ્યા તે સંબંધે કાંઇપણ હકીકત મળી નથી. માત્ર આમાંના ભાષારહસ્ય, ઉપદેશ રહસ્ય અને નયરહસ્ય નામના ત્રણજ ગ્રંથો મળ્યા છે.

પાટણના એક ભંડારમાં એક છુટક પાનાપર કોઇએ 'સંવત્ ૧૭૬૭ વર્ષે કાતી શુદિ ૨ દિને પત્તન મધ્યે ઉપાધ્યાય શ્રી યશોવિજય કૃત ગ્રંથા' આવા મથાળાવાળી નોંધમાં અગ્યાર ગ્રંથોની ટીપ એ પ્રમાણે છે. કે–૧ વીરસ્તવટીકા શ્લોક સં. ૧૨૦૦૦, ૨ સિદ્ધાંતમંજરી ટીકા ૩ અલંકાર ચૂડામણિ ટીકા ૧૪૦૦૦, ૪, કાવ્યપ્રકાશ ટીકા, ૫ અનેકાંત વ્યવસ્થા ૮૦૦૦, ૬ તત્ત્વલોક વિવરણ, ૭ જ્ઞાનાર્ણવ, ૮ વેદાંતનિર્ણય, ૯ તત્ત્વાર્થટીકા, ૧૦ કૂપદષ્ટાંત વિશદીકરણ, ૧૧ આનંદ-ઘન બાવીસી બાલાવબોધ. આ સિવાય બીજા અલભ્ય ગ્રંથોના નામ ભંડારની ટીપોમાંથી જે જાણવામાં આવ્યા છે તે આ છે.

૧૨ અધ્યાત્મોપદેશ ૧૩ આત્મખ્યાતિ ૧૪ છંદશ્ચૂડામણિ ટીકા ૧૫ જ્ઞાનસારચૂર્ણિ ૧૬ તત્ત્વવિવેક ૧૭ ત્રિસૂત્ર્યાલોક વિધિ ૧૮ પ્રમા-રહસ્ય ૧૯ સ્યાદ્વાદ રહસ્ય ૨૦ માર્ગપરિશુદ્ધિ ૨૧ વિચારબિંદુ ૨૨ વિધિવાદ ૨૩ શઠ પ્રકરણ ૨૪ મંગલવાદ ૨૫ દ્રવ્યાલોક ૨૬ પતંજલ યોગસૂત્ર ચતુર્થપાદવૃત્તિ ૨૭ સિદ્ધાન્તતર્કપરિષ્કાર ૨૮ ચતુર્વિંશતિ જિન (ઐંદ્ર) સ્તુતય. આ પૈકી સુભાગ્યે નં. ૯ નો અમુક ભાગ મળી આવ્યો છે ને હાલ તે છપાયો છે. નં. ૨૬ નો આખો ગ્રંથ મળી આવ્યો ને તે પંડિત સુખલાલજીની ગૂજરાતી ટીકા સહિત આત્માનંદ સભાએ છપાવ્યોછે.

હવે નં. ૧૧ સિવાયના સર્વ ગ્રંથો સંસ્કૃતમાં જણાય છે. નં. ૧૧ પરથી જણાય છે કે તેઓશ્રીએ આનંદઘન યોગિરાજ (જુઓ નં. ૨૮૮)ના સુપ્રસિદ્ધ અને ગંભીરવિચારપૂર્ણ ૨૨ સ્તવનો પર પણ બાલા-વબોધ કર્યો છે. તે અતિ મહત્ત્વની કૃતિ હશે એ નિ:શંક છે. મહાન્ યોગીના ગંભીર ઉદ્‌ગારો ઉપર મહાન્ તત્ત્વવેત્તાનું વિવરણ, તે સુવર્ણમાં

અંતે—

વીર સ્તવન. આમ પધારો રાજ લટકે પાવ ધરીજે-એ દેશી.
વીર જિણેસર વલિ વલિ વંદો, શાસનપતિ સુખકારી,
જ્ઞાનભંડાર ભવોદધિ તારી, ભવિયણનેં હિતકારી.
× × × ×
વીસ ચ્યાર જિનવર વિખ્યાતા, મુગટ મહી વ્રધમાન,
મહાનંદ આનંદ પામ્યા પ્રભુજી, પૂરણ પદ પરધાંન. ૫
દીવ બંદર સૂર મંદિર સુંદર, રિયવર ભીમ ચોમાસ,
તાસ પસાયે વીનતી કીધી, આણી ભાવ ઉલાસ. ૬
—પત્ર ૭૮ થી ૮૨. પ્રત નં. ૨૪૬ અનેકસ્તવનાદિ સંગ્રહ મુક્તિકમલ જૈન મોહન જ્ઞાનમંદિર, વડોદરા.

(૯૫૯ક) શીયલ સઝાય. સં. ૧૮૪૩ ભાવનગર ચોમાસું.
આદિ—શ્રી ગુરુચરણ નમી કરિં, ગાસ્યું સીયલ સુવ્રત હો મીત,
અંતે—અઢારેં તેતાલીસમેં ભાવનગર ચોમાસ, હો મીત,
મહાનંદ મુનિવર રંગથી, કિધિ શિયલ સઝાય હો મીત. ૯

(૯૬૦) કલ્યાણક ચોવીસી. સં. ૧૮૪૯ આસો શુદ ૧૫ રવિ સૂરતમાં.

આદિ— દુહા.
સાસનપતિ ચોવીસના, પ્રેમે પ્રણમી પાય,
શાસનદેવી સાનિધિ, ગાવુ શ્રી જિનરાય. ૧
નયર નામ માતા પિતા, લંછન આયુ કાય,
કલ્યાંણુક પક્ષ માસ તિથિ, કહેસું ગુરુ પસાય. ૨

અંતે— કલશ.
અષ્ટાદશ ઇગુણપંચાસ વરસે, આશ્વિન માસ અતિ ભલો,
પૂનિમ તિથિ ને વાર દિનકર, સ્તવ્યો મે ત્રિભુવનતિલો. ૧
મંધ સીરામણિ લોકા ગચ્છનો, સંઘ સૂરત સુવિનીત એ,
શ્રી પૂજ્ય શ્રી સોમચંદજી, સેવા કરે શુભ ચિત્ત એ. ૨

'શ્રમણ' સ્વસમયમા શું પરતુ સેકડો વર્ષમા કોઇ થયેલ નથી એવું સ્પષ્ટ દીસી આવે તેમ છે. આવી સ્થિતિમા પોતે ગચ્છનાયક ન હોવા છતા તેના જેવી આજ્ઞાઓ અને મર્યાદાઓ બાધે તો તેમા નવાઇ જેવું કશુ નથી. આવુ એક શાસનપત્ર સ ૧૭૩૮ ના વૈશાખ સુદ ૭ ગુરૂનુ બનતા સુધી ખુદ પોતાના હાથનુ લખેલુ મુનિશ્રી જિનવિજયજીને પ્રાપ્ત થયેલુ તે પોતે પ્રકટ કર્યું છે. (જુઓ તેમનો લેખ વીરાત્ ૨૪૪૨ પોષ પુ ૧૩ અ ૬ આત્માનદ પ્રકાશમા પ્રકટ થયેલો તે, કે જેનાપરથી ઉપરની હકીકત લીધી છે ) તેમની શિષ્ય પરપરા ચાલી છે તેમના શિષ્ય તત્ત્વવિજયે ( જુઓ ન આગળ ) અમરદત્ત મિત્રાનદનો રાસ સ ૧૭૨૪ મા રચ્યો છે વળી તેમના ગુણવિજય કે જેના સુમતિવિજય કે જેના ઉત્તમવિજય કે જેના પ્રતાપવિજય થયા કે જેણે યશોવિજયકૃત સીમધર સ્વામીનુ સ્તવન લખ્યુ છે. તેમણે પોતામાટે વિશેષ લખ્યુ નથી છતા જબુસ્વામીના રાસના મગલાચરણમા જણાવ્યુ છે કે શારદાનો જાપ ગગાપાસે ધરના તે તુઠી હતી-તર્કકાવ્યનો વર આપ્યો હતો અને ભાષાપર પ્રભુત્વ આપ્યુ હતું.

**૫૫૬+સમુદ્રવહાણ સવાદ સ. ૧૭૦૦**

**આદિ—**

શ્રી નવખડ અખડ ગુણ, નમી પાસ ભગવન્ત,
કરશુ કૌતુક કારણે, વાહણ સમુદ્ર વૃત્તાન્ત ૧
એહમા વાહણ સમુદ્રના, વાદ વચન વિસ્તાર,
સાભલતા મન ઉલ્લસે, જિમ વસત સહકાર. ૨
મોટા નાના સાભલો, મત કરો ગુમાન,
ગર્વ કર્યો રયણાયરે, ટાળ્યો વાહણે નિદાન ૩
વાદ હુઓ કિમ એહને, માંહોમાહે અપાર,
સાવધાન થઇ સાભલો, તે સવિ કહુ વિચાર. ૪

× × × ×

× × × ×

વટપદ્ર નયર સદા સુખકારિ, જિહાં સંઘ સકલ ધર્મધારી રે,
અષ્ટાદશા પનર મન ભાયા, ઇમ મહાનંદ મુની ગુણ ગાયારે. ૧૫

**૨૪ જિનદેહ વરણ સ્ત૦ સં. ૧૮૩૯ દીવમાં. ૪ ઢાલમાં.**

આદિ— ચંદ્રાયણા,
નદી યમુનાકે તીર ઉડે દોય પંખીયા—દેશી.
પ્રણમી શ્રી અરિહંત, આણી મન આસતા,
સિદ્દ નમું સુખકાર, સદા જગ સાસતા;
દેહ વર્ણિસ કે જિન ચોવીસના,
ધ્યાવો તેહવેં ધ્યાંન ભાવિક જન ઇક મના. ૧

અંતે—
નંદત્રય વસુચંદ સંવત શુભ જાંણીયે,
દીવ બંદરનો સંઘ વડો વખાંણીયે;
સોમચંદજી આચાર્ય તણી સેવા કરે,
ધરિ ધર્મના ધ્યાંન, વાસૂ લખમી વરે. ૧૦
ગાયા શ્રી જિનરાજ વરણ ગુણે કરી,
મહાનંદ મુનિ મન રંગ હીયે ઉલટ ધરી;
ભણે ગુણે ભવી જેહ લહે સુખ સંપદા,
આરાધો ઇક ચિત્ત ટલે ભવ આપદા. ૧૧

**પ્રર્યુષણા પર્વ સ્વાધ્યાય. ૧૦ કડી સં. ૧૮૪૯ સુરત.**

આદિ—શ્રી ગૌતમ ગુણધાંમી, પૂછે શ્રેણિક પદ સિરનાંમી રે.

અંતે—
અષ્ટાદસ ઉપર સંવત ઉગણપંચાસ,
શ્રી પૂજ્ય સોમચંદજી, સુરત નયર ચોમાસ;
સંઘ સુખકર સેવા, સાચવે વિવિધ પ્રકાર,
ખંતે કરી ખરચે, પુન્યેં દ્રવ્ય અપાર. ૮
ગચ્છનાયક ગુરુની, પ્રવર સુઆજ્ઞા પાય,
મુનિ માહાનંદ રંગે, પભણી એહ સઝાય;

તાસપાટ વિજયદેવ સૂરિસર, મહિમાવંત નિરીહો,
તાસપાટ વિજયસિંહ સૂરિસર, સકલ સૂરિમા લીહોજી. હ૦ ૭૩
તે ગુરૂના ઉત્તમ ઉદ્યમથી, ગીતારથ ગુણ વાધ્યો,
તસ હિતસીખ તણે અનુસારે, જ્ઞાનયોગ એ સાધ્યોરે હ૦ ૭૪
જસ ઉદ્યમ ઉત્તમ મારગનો, ભલે ભાવથી લહીઇ,
જસ મહિમા મહિમાઈ વદિતો, તસ ગુણ કેમ ન ગહીઈરે હ૦ ૭૫
કલ્યાણવિજય વડવાચક, હીરવિજય ગુરૂસીસો,
ઉદયો જસ ગુણ સતતિ ગાવે, સુરકિન્નર નિસદીસોરે. હ૦ ૭૬
ગુરૂશ્રી લાભવિજય વડ પંડિત, તાસ સીસ સોભાગી,
શ્રુતવ્યાકરણાદિક બહુ ગ્રંથે, નિત્યૈ જસમતિ લાગીરે. હ૦ ૭૭
શ્રીગુરૂ જીતવિજય તસ સીસો, મહિમાવંત મહંતો,
શ્રી નયવિજય વિબુધ ગુરૂ ભ્રાતા, તાસ મહા ગુણવંતોરે હ૦ ૭૯
જે ગુરૂ સ્વપર સમય અભ્યાસે, બહુ ઉપાય કરી કાસી,
સમ્યગ્દર્શન સુરૂચિ સુરભિતા, સુઝમતિ શુભ ગુણવાસીરે હ૦ ૮૦
જસસેવા સુપસાયે સહજે, ચિંતામણિ મે લહિઓ,
તસ ગુણ ગાઇ સકુ કિમ સઘલા, ગાવાને ગહગહિઓરે હ૦ ૮૧
તે ગુરૂનિ ભગતિ શુભશક્તિ, વાણી એહ પ્રકાશી,
કવિ જશવિજય ભણે એ ભણજો, દિનદિન બહુ અભ્યાસીરે હ૦ ૮૨

કલશ.

ઇમ દ્રવ્યગુણ પર્યાય કેરી, જેહ વાણી વિસ્તરી,
ગતપાર ગુરૂ સંસાર સાગર, તરણ તારણ તરવરી (વરતરી),
તે એહ ભાખી સુજન મધુકર, રમણ સુરતરૂમંજરી,
શ્રી નયવિજય બુધ ચરણ સેવક, જશવિજય બુધ જય કરી ૨૮૩

—ઇતિશ્રી ઉપાધ્યાય શ્રી ૧૦૮ શ્રી જશોવિજયગણિ કૃતે દ્રવ્યગુણ પર્યાય રાસ સંપૂર્ણમિદં

ઇયંસુચિતપદાર્થોલ્લાપન શ્રાવ્ય શોભા,
બુધજન હિતહેતુ ભાવના પુષ્પ વાટી,

